श्रीमन्महाराजा सयाजीराव गायकवाड सरकारना आश्रयथी.

पद्मनाभ कवि कृत

# कान्हडदे प्रबन्ध.



સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર


**ડાહ્યાભાઈ પીતામ્બર દેરાસરી.**

બેરિસ્ટર-એટ્-લો, અમદાવાદ



आवृत्ति १. प्रत ५००.




मूल्य रु. ३।=

# પ્રસ્તાવના.

આપણી ભાષામાં પુરાણોની કથા અને કલ્પનાઓને ફૂલાવી ફૂલાવીને ઘણુંએ કાવ્ય લખાયાં છે, પરંતુ અત્યાર સુધીમાં કેવળ ઐતિહાસિક વસ્તુવાળું કાવ્ય જાણવામાં આવ્યું નથી. જૂનામાં જૂનું એવું વીરકાવ્ય તે કાન્હડદે પ્રબંધ છે. આ પ્રબંધને પ્રજાની જાણમાં લાવવાનું માન પ્રાચીનશોધરસિક પ્રખ્યાત વિદ્વદ્વર સ્વ૦ ડા. બ્યુલરને ઘટે છે. જૂના સંસ્કૃત ગ્રંથોની શોધમાં એઓ રજપૂતસ્થાન તરફ ગયા હતા, ત્યાં થરાદના જૈનભંડાર તપાસતાં તેમની દૃષ્ટિ આ પ્રબંધ ઉપર પડી. લુગડાના બાંધણમાં બાંધેલું અને સુરક્ષિત દાબડામાં મુકીને તાળાકુંચી વાળા પટારામાં સાચવેલું આ રત્ન કદરદાન ઝવેરીની દૃષ્ટિએ પડતાં જ તેમણે તેનું આબ જોઈ કિંમત કરી. પોતે એની નક્કલ કરાવીને સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડયા, જેઓ શાળાપત્રના તંત્રી હતા અને જેમના ઉપર ગૂજરાતી ભાષાના સારા વિદ્વાન તરીકે પોતાને પક્ષપાત હતો, તેમની તરફ મોકલી દીધી. એક જ પ્રત ઉપરથી સંશોધન કરવું ઘણું વિકટ ધારી તેમણે લખેલી પ્રત ગેરવલ્લે ન જાય માટે કડકે કડકે શાળાપત્રમાં છાપી.

ઘણા પ્રસંગોને લીધે આ કાવ્ય સંશોધિત કરવાની અમને ઉત્કટ લાલસા ઉત્પન્ન થઇ અને પ્રતો એકઠી કરવાનો આરંભ કર્યો. છએક પ્રત મળશે એમ ધારવું હતું પણ જોધપુર તરફથી આવનારી પ્રતનો પત્તો જ ન લાગ્યો. અમારા જૂના મિત્ર અજમેરની મેયોકોલેજના પ્રિન્સિપાલ મી. વોડિંગ્ટન સાહેબ મારફત, તેમ જ જાતે જોધપુરના રેસીડેન્ટ સાહેબ ઉપર લખ્યું. એઓશ્રીએ ઘણી ખોળ કરતાં જોધપુર રીયાસતમાં એની નક્કલ નથી એમ જણાયું. એક ચારણ પાસે અમારા જોધપુરવાળા વિદ્વાન મિત્ર રા. રા. મુનશી દેવીપ્રસાદજીએ એ કાવ્ય જોયું હતું. એ પ્રત મેળવવાનો પ્રયત્ન કરતાં કમનશીબે એ ચારણનું મૃત્યુ થયું છે એમ માલમ પડયું; અને એનો વારસો લેનારને એ પુસ્તકની બિલકુલ માહીતી નથી એવી નિરાશાજનક ખબર મળી.

સંશોધન વખતે અમારી પાસે પાંચ પ્રત હતી. જેને અમે **क, ख, ग, घ** અને **च** એવી સંજ્ઞાથી ઓળખાવીશું.

क. સ્વ. નવલરામ લક્ષ્મીરામે સન ૧૮૭૭-૭૮ ના શાળાપત્રમાં છૂટક છૂટક આ પ્રબંધ છાપ્યો હતો. મળેલી સઘળી પ્રતોમાં આ ઘણી જ ભૂલો ભરેલી છે. ઘણા શબ્દોને તોડી નાંખ્યા છે, જોડણી ફેરવી નાંખી છે અને અનુસ્વાર ઉમેરવામાં બિલકુલ કંજૂસાઇ કરી નથી. શબ્દોની વિકૃતિને લીધે અર્થ ઘણો જ અસ્ફુટ થઈ ગયો છે. ચોથા ખંડમાં ૧૭૨ થી ૨૦૪ સુધી પ્રત તૂટક હોઇને ૩૧ તૂકો ખૂટે છે. ચોથા ખંડમાં ઘણીજ ગરબડ થઇ ગઇ છે.

શાળાપત્રને છેડે આપેલો સમાપ્તિ લેખ घના સમાપ્તિ લેખ જેવો જ છે તેથી અનુમાન થાય છે કે घ પ્રત જ ડા૦ બ્યુલરે શાળાપત્રપર મોકલી હશે. સ્વ. નવલરામજીને ત્યાં બીજી પ્રતનો પત્તો નથી તેથી પણ એજ અનુમાન સંભવે છે. માત્ર घના કરતાં શાળાપત્રમાં ઘણી ભૂલો પેશી ગયેલી દૃષ્ટિગોચર થાય છે એટલું જ.

ख થરાદના જૈન ભંડારમાંથી અમારા મિત્ર ત્યાંના કારભારી રા. રા. પુરૂષોત્તમરાય ભવાનિશંકરની મહેનતથી આ પ્રત અમને મળી હતી. એના અક્ષર જૈન ગ્રંથોમાં હોય છે તેવા મરોડના છે. પ્રત સામાન્ય રીતે શુદ્ધ છે. અમે એનાપર વિશેષ વિશ્વાસ રાખ્યો છે. આ પ્રતને અંતે લખ્યું છે કે

'इति का. प्र. समाप्त संवत १६४८ वर्षे माग्रशिर मासे कृष्ण पक्षे अष्टम्यां तिथौ रविवासरे ॥ श्री सक्तिपुरे श्री भावहड़राय गछे श्री श्री श्री ४ कालिकाचार्य संताने । वांचनाचार्य श्री श्री श्री भावकलस तन् शष्य वाचनाचार्य श्री श्री श्री जयमेर तत् शष्य मुनि रांमाकेन आत्मार्थे लपी कृतं ॥ या द्रश्यं पुस्तके दृष्टा तादृशं लख्येतं मया यदि शुद्धमशुद्धंवा मम दोशो न दियते ॥ આવું અશુદ્ધ સંસ્કૃત લખાણ છે. આ પ્રત પણ क છે ત્યાંથી જ તૂટક છે.

ग. પૂનાની ડેકન કૉલેજની આ પ્રત બાંધેલા પુસ્તકના આકારની છે. આરંભમાં કર્ણઆખ્યાન (કડી ૪૫) સુરદાસ કૃત છે. ત્યાર પછી કાન્હડદે પ્રબંધ ઉતાર્યો છે. અને એની પછી છેવટમાં શ્રીધર વ્યાસ કૃત રણમલ્લ છંદ છે; તે ઈડરના રાણા રણમલ્લ વિશે છે. ઉતાર્યા સાલ સં. ૧૬૬૫ છે. આ પ્રત શાળાપત્ર જોડે કાળજીથી મેળવીને પાઠાન્તર અમારા મિત્ર સાક્ષર

શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે જુદાં તારવ્યાં હતાં. બધી પ્રતોના કરતાં આ પ્રત જૂની જ માલમ પડે છે. ख ના કરતાં સત્તર વર્ષ મોડી ઉતારયેલી છે. પાઠાંતર ઘણાં છે અને જે છે તે જૂની ભાષામાં થતા ફેરફાર બતાવી આપે છે. બીજી પ્રતોમાં आवइ, च्यारइ ને બદલે આમાં आवि, च्यारि એમ છે. તેમજ ક્ષેપક ભાગ ઘણો છે. બીજી પ્રતો જ્યાં ત્રુટક છે ત્યાં આ પ્રત પૂરી છે, એટલે એટલા ભાગ પૂરતી તો આ પ્રતને જ મુખ્ય ગણી છે.

ग. ડેકન કોલેજની આ પ્રત પ્રોફેસર મી. પે. અ વાડીઆની મહેનતથી અમને પ્રાપ્ત થઇ હતી. ઘણું કરીને શાળાપત્રમાં જે પ્રત ઉપરથી છાપ્યું છે તે પ્રત આ જ હશે. પરંતુ આ પ્રત અને શાળાપત્રમાં ઘણો તફાવત અને ભૂલો છે તેથી બરાબર નિર્ણય થતો નથી. એની અંતે 'इति कान्हडदे प्रबंध चतुर्थ खंड समाप्त हिँ सं. १९३७ माहा शूद २ वार सोमे ऋषभ प्रासादात गां. डीसा नयरे लं। पं. कल्याण विजयजितत् शिष्य मु. मोतिचंद तथैवं दयाविजयजी चतुर्मासे कृत्वा'.. એવું લખાણ છે.

घ. કલોલના બારોટ પ્રહ્લાદે આણેલી આ પ્રતમાં પૃથિરાજની રૂક્મિણીવેલ પૂરી થયા પછી કાન્હડદે પ્રબંધ ઉતારવાનો આરંભ કર્યો છે. પ્રથમની સો–દોઢસો ત્રૂક જ લખેલી છે. અક્ષર કાચા અને બહુ જૂના જણાતા નથી (જૂનું ન સમજાયું હોય તેમાં) પાઠાંતર અર્થ સ્ફુટ કરવાને માટે ફેરફાર કર્યો હોય એવાં જણાય છે.

વાસ્તવિક જોતાં મળેલી પ્રતો એ તરેહની જણાય છે. क ख અને ग એક જ પ્રત ઉપરથી થયેલી જણાય છે. બધામાં એક જ ભાગ ત્રુટક છે. घ પ્રત આખી નથી.

આ કાવ્ય ' કાન્હડદે ચોપાઈ,' ' કાન્હડદે રાસો,' અને ' કાન્હડદે પ્રબંધ ' એવે જુદે જુદે નામે ઓળખાય છે. ચોહાણ કુળતિલક કાન્હડદેવના વંશજ અખેરાજની આજ્ઞાનુસાર ઝાલોરમાં સંવત પંદરસેં બારમાં આ કાવ્ય રચ્યું છે. લહીઆઓની શરત ચૂકથી બનાવ્યા સાલમાં ભૂલ ન થાય માટે કવિ ઝાલોર પડયાની સાલથી એકસો પીસ્તાળીસમા વર્ષમાં રચ્યું છે

એવો તાળો પણ મેળવી મૂકે છે. કવિ પોતે પોતાના કાવ્યનું *માપ ગ્રંથને અંતે આપે છે. એ કહે છે કે આ કાન્હડદે ચોપઇના પદબંધ સાતસેં અને એંશી છે. કાવ્યમાં ચોપઈ, પવાડો, દોહરો અને ગીત વાપર્યાં છે. क પ્રતમાં પવાડાની તૂક બે લીંટીની ગણી છે; તે પ્રમાણે અમે પણ બે લીંટીની તૂક ગણી છે, પરંતુ ग પ્રતમાં તૂક ચાર લીંટીની પણ ગણી છે. એમ ગણતાં આખા કાવ્યમાં પવાડાની સંખ્યા-એકસોને પંચાણુ થાય છે; તે હિસાબે કુલ ગ્રંથ સંખ્યા આઠસેં ને ત્રીસની થાય છે. તે પૈકી ચાળીસ કડી ગીતની છે તે બાદ કરીએ તો તફાવત માત્ર દશનો જ રહે છે; એટલે કે લગભગ મેળ મળી રહે છે. ગીત બાદ કરતાં કથાભાગના સંબંધમાં કશી અડચણ આવતી નથી.

---

*છાપેલી પ્રતની ગણત્રી પ્રમાણે એની ફોડ નીચે મુજબ છે:—

| ખંડ. | ૧ | ૨ | ૩ | ૪ | કુલ. |
|---|---|---|---|---|---|
| ચોપઇ. | ૫૦ | ૪૩½ | ૨૦૮ | ૨૬૩ | ૫૬૪½ |
| પવાડો. | ૧૮૪ | ૧૧૭ | ૩૨ | ૫૭ | ૩૯૦ (૧૯૫) |
| દોહરા. | ૧૨ | ૨ | ૫ | ૧૧ | ૩૦ |
| ગીત. | ૯ | ૬ | ૯ | ૧૬ | ૪૦ |
| કુલ. | ૨૫૫ | ૧૬૮½ | ૨૫૪ | ૩૪૭ | ૧૦૨૪½ |
| ભટાઉલી ગદ્ય. | ૧ | ૦ | ૧ | ૦ | |

ધન, ધાન્ય અને વસ્ત્રાભરણથી ભરપૂર નવકોટી મારવાડ દેશમાં જગ વિદિત કનકાચળ અથવા સોનગિરિ નામના પર્વત ઉપર જાબાલિ રૂષિને નામે જાબાલિપુર અગર ઝાલોર કરીને શહેર છે. એ શહેર ધવળ કીર્ત્તિવાળા સોનગીરા ચોહાણોની રાજધાની છે. પૂર્વે ત્યાં સાંમતસિંહ નામના સોનગિરા ચોહાણ રાજાનો પુત્ર કાન્હડદે ચોહાણ રાજ્ય કરતો હતો. અને તે રાજનીતિમાં કુશળ હતો. એને વિજયવંત વીરમદે નામે કુંવર અને બુદ્ધિવંત માલદે નામે ભાઇ હતો.

એ વખતે ગુજરાતમાં સારંગદેવની સાથે કરણદેવ વાઘેલાની આણ ફરતી હતી. નાગર બ્રાહ્મણ માધવ મહેતો એનો પ્રધાન હતો એ પ્રધાનના ઘરની આબરૂ ઉપર રાજાએ હાથ નાંખ્યો તેથી વિગ્રહનું બી રોપાયું. માધવને રોમ રોમ રોષ વ્યાપી રહ્યો અને જો તુરક લોકોને અહીં લાવું તો જ ગુજરાતનું અન્ન જમું એવી ભીષ્મ પ્રતિજ્ઞા લીધી.

માધવ દીલ્હી તરફ ચાલ્યો. પ્રથમ દીવાનને મળ્યો. દીવાને સુલતાનને કાને એની હકીકત પહોંચાડી. માધવે આણેલા ઘણા ઘોડા નજર કરીને દીવાને અરજ કરી કે માધવ નામનો આ મોટો સરદાર પાદશાહને તાઝીમ બજાવે છે તે ઉપર નીધા કરીએ.

પરદેશી મોટો પ્રધાન છે એમ જાણીને પાદશાહે માધવનું સન્માન કર્યું. તેણે હસીને ગુજરાતની હકીકત પુછી અને કહ્યું કે અમારા સાંભળવા મુજબ ત્યાંનો રાજા અવિચારી છે?

એ સાંભળીને નાગર બ્રાહ્મણ માધવે કકળી ઉઠીને ફરીઆદ કરી કે અણહિલપુરના રાજાએ તો ક્ષત્રિય ધર્મનો લોપ કર્યો છે. એણે મને જ દૂભવ્યો. મારા ભાઈ કેશવનું ખૂન કર્યું અને એની સ્ત્રીને જબરાઇથી લઈ જઇને રાજવળામાં દાખલ કરી. એ મોટું દુઃખ મારાથી સહ્યું જતું નથી. મારી જોડે લસ્કર મોકલો. હું ગુજરાતમાં જંગ મચાવીને ગુજરાતીઓને મારીશ અગર કેદ પકડીશ; અને બળ કરીને ગુજરાત આપને સર કરી આપીશ.

સુલતાન અલ્લાઉદ્દીને તુષમાન થઇને માધવને તરત જ પંચાંગ પોશાક આપીને તેના ઉતારાનો અને ખાધાપીધાનો બંદોબસ્ત કરાવ્યો, ત્યાર પછી પાદશાહે ગુજરાત જવાના રસ્તાપર બાદશાહી લસ્કરને રસ્તો આપવા કહેણ મોકલાવ્યું. આ વેળા ઝાલોરના ચોહાણ રાજાએ પાદશાહના પ્રધાનોને માથામાં વાગે એવો જવાબ આપ્યો કે એ અમારો ધર્મ નહિ. ગામો લૂંટાય,

ખાન પકડાય, બિચારી અબળાઓના કાન તોડાય અને ગૌબ્રાહ્મણને પીડા થાય એવી બધી ખુવારી વ્હોરી રાજા નામ ધરનાર રસ્તો આપે નહિ. મનમાં લજવાતા પ્રધાનો પાછા દીલ્લી ગયા અને પાદશાહને અરજ ગુજારી કે ઘણી ઘણી છકર કરતાં પણ કાન્હડદે આપનું કહેણ માનતો નથી. બાદશાહે આ સાંભળીને નીસાસો નાંખ્યો. વાત રસપર ચઢી હતી તેથી અલફખાનને તેડાવી બીજે રસ્તે ગુજરાતપર ચઢાઈ લઈ જવાનું બાદશાહે ફરમાવ્યું. પ્રધાન માધવને તેની જોડે મોકલ્યો મોટા મોટા મલેકો, ખાન, ખોજા વગેરેને પણ સાથે મોકલ્યા.

હુકમ થતાં જ લશ્કરની તૈયારીઓ થઇ. લશ્કરના શણગારરૂપ તંબુ, કચેરી, સમીયાણા અને રાવટીઓ આપી. ઘડીએ જોજન કાપી નાંખે એવી સાંઢણીઓ ઉપર ભાર ભરીને પલાણ મેલાયાં. કોટમાં ધમકતી ઘુઘરીઓ વાળી સાંઢો ઉપર રબારીઓ સ્વાર થયા. પહેલો ડંકો થતાં જ તેઓ ચાલવા માંડતા; લગીરે વિલંબ થતો નહિ. લશ્કરમાં ફારૂકી, હાથી અને હબસી સીપાઇઓ હતા. બીહામણા બંગાળો પણ હતા. અસંખ્ય પટાવતો, કા'રો અને ભોઈ પાળા ચાલતા હતા. રસ્તામાં ભઠીઆરાઓ રસોઈ કરતા હતા; અને સિપાઇઓ ઉતાવળને લીધે ચાલતાં ચાલતાં ખાતા. લશ્કરની પુંઠે લાખેક મ્લેચ્છ બચ્ચાઓ હતા. ઉપર અંબાડીઓ અને બખ્તર નાંખીને અને કોટમાં રણકાર કરતી ઘંટાઓ બાંધીને મદોન્મત્ત હાથીઓને શણગાર્યા હતા. તેમના ઉપર મહાવતો બેઠા હતા. મસ્ત હાથીઓ અંકુશને લગીરે લેખવતા નહોતા. તેઓ એક બીજાની સાથે સ્પર્ધા કરતા જાણે પર્વત માળા જ ચાલતી હોય નહિ એમ ચાલતા હતા. ઘોડાની ફોજ વળી જૂદી હતી, તેની સંખ્યાનો તો પારે પામીએ નહિ. ખાનોના ઘોડાઓ આડી વાટે ઉડયા ઉડયા ચાલતા હતા. લશ્કરમાં બણગાં, નફેરી, શરણાઇઓ અને નોબતો વાગી રહી હતી. લશ્કર જ્યાં જ્યાં ઘાસ પાણીની સારી સોઈ હોય ત્યાં ત્યાં પડાવ નાંખતું. કોદાળીઆઓ લશ્કરની આગળ ચાલતા. આરહડા જાતના માણસો પાસે લોઢાના ઘણોવડે વાટમાં પથરા વગેરે હોય તે ભગાવીને માધવે રસ્તો સારો કરાવ્યો. લશ્કરને જોઇને વગડાનાં હિંસક પશુઓ બીહીને નાશી જતાં. લશ્કરનાં ધાડાં ચોતરફ વસમી જગાઓ હાથ કરતાં ધાતાં હતાં. મેવાડના સમરસિંહ રાવળે લશ્કરને પોતાના રાજ્યમાંથી જવા દીધું અને એ રસ્તે લશ્કર બનાસ નદી ઉપર આવી પહોંચ્યું. લશ્કર આવે છે, લશ્કર આવે છે એવી બૂમ છેક ગુજરાત સુધી પડી અને બધાંને ત્રાસ પડી રહ્યો. તુર્ક લશ્કરે મોડાસે આવીને ડંકો દીધો.

તે કાળે મોડાસામાં બત્તડ કરીને ઠાકોર હતો, તે મૂછાળા મુસલમાનો આવે છે સાંભળીને ફફડી ઉઠયો. અમારા પૂર્વજોને પૂર્વે ( મહમદ ગીઝનીના વારામાં) બહુ વેઠવું પડયું છે માટે હું મ્લેચ્છોને છોડું નહિ, અને સામે મોંએ યુદ્ધમાં હાથ બતાવું એમ કહીને પોતાના મુઠીભર રજપૂતો સાથે હાથમાં ઉઘાડી તરવાર લઇને તુર્ક લોકો ઉપર તૂટી પડયો. અલફ્ખાને એના વીરત્વનું વખાણ કર્યું અને બત્તડ સ્વર્ગે ગયો. બત્તડ પડતાં મોડાસું ભાગ્યું. અલફ્ખાને ગામને આગ લગાડી અને અનેક લોકોને બાન પકડયાં. તુર્ક લશ્કરનાં ઘાડાં દશે દિશામાં દોડયાં. તેમણે ઠેર ઠેર લૂંટો કરી. દંડાવ્ય, ચિડોત્તર અને ધાન્ધારને ઢંઢોળી નાંખી; તેમણે બાવન ગામનો ટપ્પો લૂંટયો. છેક પાટણ સુધી બૂમ પહોંચી કે લશ્કર આવે છે.

પાટણના દરવાજા બંધ થયા. મુસલમાન લશકર પાટણના દરવાજા આગળ આવ્યું; તેમણે માધવ મહેતાને મોખરે કર્યો કેમકે એ પેસનીકાલનો ભોમીઓ હતો. મુસલમાનોએ શહેર લીધું. રજપુતો કિલ્લામાં ભરાયા. માધવ મહેતાએ કરણને કહાવ્યું કે નાશી છૂટ. કાં વગર મોતે મરે છે? છીંડુ પાડીને કરણ રાજા નાઠો. એની રાણી પણ એની પુંઠે પગપાળી નાઠી. કરણ નાઠો એટલે કિલ્લો ભેળાયો, ભંડાર લૂંટાયા. અરે! અણહિલપુરમાં આવું બન્યુંએ નહોતું અને બનશે એ નહિ જે જગાએ મંદિર હતું ત્યાં મશીદ બની અને સરદારે ખુતબો પઢયો. સુલતાન અલાઉદ્દીનની આણ વર્તાવી.

પાટણમાં થાણું મૂકીને તેઓ અશાવળ ગયા. ગુજરાતમાં અશાવળ, ધોળકા, ખંભાત, સુરત અને રાંદેર લૂંટયાં. એમનું નામ સાંભળીને ચાંપાનેર પણ કંપી ઉઠયું. આ પ્રમાણે ગુજરાતમાં લૂંટ કરીને મુસલમાનોએ બધું સાંભરી લીધું. તેમણે આસપાસનાં બધાં શહેર હચમચાવી નાંખ્યાં અને છેક દરીઆ કિનારા સુધી ગયા. સોનાં, રૂપાં, જરીઆન, કાચ, કપૂર વગેરે લૂંટી લીધું. ઠેર ઠેર મોટા માણસોને બાન પકડતી, દેશ મારતી અને લૂંટ કરતી મુસલમાન ફોજો ફરતી હતી. ત્યારપછી બળવાન ખાને ડંકો દેઇને સોરઠ તરફ પ્રયાણ કર્યું.

સોરઠમાં મેગલપુર, મહુવા, ઉના, દાઠા વગેરે લૂંટયાં. તેઓ ખંત રાખીને દીવગઢમાં પેઠા અને લોકો બિચારા દશે દિશાએ નાસવા લાગ્યા. જાણે મૂર્ત્તિમાન કાળ જ કોપ્યો હોય એવો કોલાહળ સંભળાતો હતો.

ઠેર ઠેર લાહ્ણો લગાડયાથી ધૂમાડાના ગોટેગોટ દેખાતા હતા. મુસલમાન સેનામાં ચોતરફથી ખારેકો, દ્રાક્ષ, લીલાં નાળિયેર, સોપારી, બીજોરાં, શેલડીના સુંદર વાઢના વાઢ, બાગાયતે લીલી પેદાશો, આદુ, સુરણ, પંડોળાં અને સુંદર પાન લૂંટાઇને આવ્યે જતાં. કોઇ ધાન ખાવાની તો દરકારે કરતું નહિ. આખા સોરઠની વસ્તી નસાય તેમ નાઠી ભર્યોભાદરો દેશ લૂંટાયો અને કિનારાનાં નગરો કચરી નાંખ્યાં. કોઈ સામું થઇ શકયું નહિ. આ પ્રમાણે દેશ જેર કરતું કરતું મુસલમાન લશ્કર દેવપાટણે આવી પહોંચ્યું.

સોમનાથ પાટણે આવીને તેમણે શહેરની પાસે જ મૂકામ કર્યો. નગર રક્ષકોએ શહેરના દરવાજા દઇ દીધા. મુસલમાન લશ્કરે શહેરને ઘેરો. ઘાલ્યો. સોમનાથની વ્હારે વાળાઓ, વાજાઓ, જેઠવાઓ, ચુડાસમા સર્વે આવ્યા. આ બળવાન સોરઠીઆ રજપૂતોએ પાછી પાની ન કરી. તેઓએ પાદરમાં આવીને ધસારો કરીને જંગ મચાવ્યો, પણ પાદશાહની સેના રૂપી સમુદ્ર તેમના ઉપર થઇને આગળ વધ્યો. કાંઈ લાગ ન ફાવવાથી રાજાઓ પાદરમાંથી ખશી શહેરમાં પેઠા અને દરવાજા ભીડી દીધા. તુરકો ચાંપીને ગઢ પર ચઢી ગયા. સોમનાથ પાટણમાં ભેળ પડી, તેના દરવાજા અને કોટ ધૂળ ભેગા થઈ ગયા. ખાનના સ્વારોએ શહેર લૂટવા માંડયું. એટલામાં રજપૂતો સ્નાન કરી, શીરપર તુળશીપત્ર ચઢાવી, સોમનાથને સ્વાર્પણ કરીને દેવાલયની ચારેબાજુએ તત્પર થઇને ઉભા.- બીજે દિવસે આ સઘળા અનર્થનું મૂળ માધવ મહેતાને તેમણે ઠાર કર્યો. માંકડી આંખોવાળા મૂગલોને મારીને પોતે રણમાં સુતા. પછી સોમનાથ મહાદેવનો પ્રાસાદ ભેળાયો. મુસલમાન સીપાઇઓ હલહલ કરતા દેવળમાં પેઠા. તાળાં કુંચી ભાગીને ઢોલ કંસાલા લીધાં. પથરફોડા આરહડાઓ દેવળના શિખરપર ચડી ગયા અને ઝડપથી ઘણના ઘા મારી મારીને આરસની પૂતળીઓ વગેરે ભાગી નાંખ્યું. તેના પહાણા ધબોધબ નીચે પડવા લાગ્યા. તેમણે મૂર્ત્તિઓના સાંધેસાંધા જૂદા કરી નાંખ્યા. પછી તેઓએ ઘુમારો ભાંગવા માંડયો. ઉપર જે હાથી ઘોડાનાં પૂતળાં હતાં તેનો ચૂરો કરી નાંખ્યો. પછી સોમનાથની મોટી મૂર્ત્તિની નીચે લોઢ:ની સાંગ ઘાલી, બળ કરી ઘણાં માણસોએ બે પખે વળગીને તેને તોડી નાંખી. અલફખાને હૂકમ કર્યો કે મૂર્ત્તિને દિલ્લી લઈ ચાલો; ત્યાં ભઠ્ઠીમાં પકવીને એનો ચૂનો કરીશું. મુસલમાનોએ સોરઠમાં ગામો બાળ્યાં, દેશ ઉજાડી મૂકયો અને ઘણાં શહેરો પાયમાલ કરી નાંખ્યાં. તેમણે સોરઠમાં કેર વર્ત્તાવ્યો અને લોકોનાં ધન લૂંટી લીધાં. બ્રાહ્મણો, અઢારે વર્ણના માણસો, સ્ત્રીઓ

અને બાળકોને બાંન પકડયાં. મુસલમાનોએ ગિરનારનો જૂનો ગઢ ઉથલાવી નાંખ્યો. તેમણે કચ્છની ભૂમિ ચાંપી નાંખી. કંથકોટ, પારકર અને કંઠા તેમના ધાકે થથરી ઉઠયાં. અલફખાને પોતાનું પરાક્રમ દીઠું અને એને ઘણો ગર્વ આવ્યો. સુલતાનનું અપમાન થયું હતું એ વાતનો રોષ મનમાં લાવીને એણે મારવાડને સીધે રસ્તે જવાનો વિચાર કર્યો. મુસલમાનો મારવાડમાં પહોંચ્યા. પોતાના પ્રધાનને કાન્હડદે તરફ રવાને કર્યો ને કહાવ્યું કેઃ—'તમે મદદ થજો.'

અહિં ઝાલોરમાં તે જ રાત્રે રાજા કાન્હડદેને સવાર થતાં થતાં સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં પાર્વતી અને ગંગા બન્ને પધાર્યાં. તેઓએ આવી આર્ત નાદે કહ્યું કે સૂતો છે શું? તારા સ્વામીને મ્લેચ્છો કબજે કરીને તારા રાજ્યમાં થઇને લેઇ જાય છે. આ સાંભળીને કાન્હડદે જાગી ઉઠયો. એણે આળસ મરડયું અને સ્વપ્નાનો વિચાર કર્યો. પોતાના પુરોહિત સોમનાથ વ્યાસને બોલાવીને પુછતાં તેણે પણ કહ્યું કે 'મ્લેચ્છોને મારી સોમનાથની સહાય કરીને બાનો ને છોડવવાં જોઇએ.'

એટલામાં તો ખાનના લશ્કરમાંથી પ્રધાન ઝાલોર આવ્યો. ખાનના પ્રધાનને રાજસભામાં કાન્હડદેવે ઘણું સન્માન આપ્યું. પ્રધાને કહ્યું રાજાજી સાંભળો, ખાને કહાવ્યું છે કે હું તમારો આખો દેશ પાયમાલ કરીશ. તમે પણ તમારાથી થાય તે કરજો. તમારી નજર આગળ ગઢની તળેટીના સરોવરની પાળ ઉપર અમે મુકામ નાંખીશું.' કાન્હડદેવે કહ્યું:—વીર પુરૂષો પોતે આપ વડાઈ કરતા નથી. જો પુરૂષાર્થ કરી બતાવે તો આખું જગત જાણે. અલફખાનને જઇને કહેજો કે અમે એક બે દિવસમાં તમારા લશ્કરમાં જ આવીને ઘા દઇશું.

બીજે દિવસે મુસલમાન લશ્કરમાં સઘળા સજ્જ થઈ ગયા અને ડંકો દઇને પ્રયાણ કર્યું. દડમજલે સિરાણે પહોંચ્યા. ચોતરફ લક્કડકોટ કરીને ખાઈ કરી હુમલો થવાનો લાગ લગીરે રહેવા દીધો નહિ. હાથી ઘોડા પાખર્યા જ રહેતા હતા. મુસલમાનોએ ધાર્યું કે હવે રજપુતો શી રીતે ફાવશે?

અહિં કાન્હડદેવે જયત દેવડો, મોટો લખણસી, લુણકરણ, સાલ્હુ અને સોભતુ એ સુભટોને તેડાવીને તેમને વીણી કાઢેલા સતાવીશ ઘોડેસ્વાર આપીને મુસલમાન લશ્કરની બાતમી કાઢવા જવાનો હુકમ કર્યો. કહ્યું

કે તપાસ કરો કે લશ્કર કેટલું છે. પ્રધાનો લશ્કરમાં પહોંચ્યા. ખાને બધાની મુલાકાત લઇને ખેરીઅત પૂછી કહ્યું કે તમારી માર્ફત કાન્હડદેવે શી અરજ કરી છે તે કહો. પ્રધાન કહે, ખાનજી, જો અગ્નિ ટહાડો હોય અને સૂર્ય પશ્ચિમ ઉગે તો જ કાન્હડદેવ શ્રી પ્રભુ સિવાય બીજાને માથું નમાવે કે અરજ કરે. ખાન કહે ત્યારે તમારે જે કામ હોય તે કહો. તેઓ કહે રાજાજીની આજ્ઞાથી અમે લશ્કર જોવા આવ્યા છીએ.

ખાનના ફરમાનથી મહાવતોએ હાથીઓને તૈયાર કર્યા, ઘોડા પાખર્યા, સઘળા મલીકોને તેડાવ્યા. તુરકબચ્ચા, મૂગલો, કરકટીયાઓની હાર કટાર થઈ ગઇ. પ્રધાને લશ્કરની સબળ સામગ્રી દીઠી. ખાને એક મૂગલને સાન કરી એટલે તેણે ધનુષપર બાણ ચઢાવીને ગગનમાં ઉડતી પંખિણી વીંધી નાંખી તે બધાની સન્મુખ આવીને પડી! આ જોઇને લખણ રાઉતે પોતાની મ્યાન સહિત તરવારે એક પાડાના એક ઘાએ બે કડકા કર્યા! ખાને અને અમીરોએ એનું ઘણું વખાણ કર્યું. ખાને પૂછયું કેઃ—કાન્હડદેવને ત્યાં તમારા જેવા કેટલા છે? લખણ કહે કે આપ પૂછોછો તો સાંભળો; અમે ચોવીસે છઇએ. ખાને બહુ પ્રસન્ન થઇને કહ્યું કે 'તમે માગો કે ન માગો પણ હું તમને ઇનામ આપું છું.' પ્રધાન કહે 'નાજી, અમે તમારી રીઝ લઇએ તો કાન્હડદેવને હીણપત લાગે. અમારી એક માગણી બક્ષો તો અમે બધું દળ ચોગરદમ ફરીને જોઇએ. અમને એક રાતવાસો રહેવા દેશો તો માનીશું કે અમને વર્ધ રાખ્યા.' ખાને પડાવ દેખાડવાને જોડે માણસો મોકલ્યાં.

પ્રધાનોએ જોયું તો જૂદા જૂદા મલીકોના પદવીસર મુકામો કરી દીધા છે. બળવાન યોદ્ધાઓની સંખ્યાનો પાર નથી. હાથી, ઘોડા, ઉંટ, પોઠીઆ અને ખચ્ચરો ઉપર પલાણ માંડીને તૈયાર રાખ્યાં છે. છેક સાંજ પડવા આવી તોએ લશ્કર જોયાનો તાગ આવ્યો નહિ પ્રધાનોએ બંદીવાનોને ઘણા પીડા પામતા દીઠા.

પ્રધાનોએ દાંડી પીટાવીને બધાંને ખબર કરી કે ફીકર કરશો નહિ, સુરજ ઉગ્યા વગર રહે તો કાન્હડદે આવ્યા વગર રહે; અને આવે કે યુદ્ધ કરીને તમને છોડવશું. પ્રધાનો ઝાલોર તરફ પાછા વળ્યા, તેમની સાથે ખાને કાન્હડદેને કહાવ્યું કેઃ-તૈયાર રહેજો, એકેક દિવસમાં અમે આવી શું.

પ્રધાનોએ ઝાલોર જઇને મુસલમાન લશ્કરની સઘળી હકીકત નિવેદન

કરી. કાન્હડદેવે પ્રતિજ્ઞા કરી કે હવે તો સોમનાથને અને ખાનને છોડાવીશું ત્યારે અન્ન જમીશું.

કાન્હડદેવે પાછલે પહોરે તૈયારી કરવા માંડી. ચોતરફ વગર પલાણે ઘોડે બેસીને દૂતો ધાયા. તેમણે રાવતો, રાણાઓ અને રજપૂતોને એકઠા કર્યા. છત્રીસે રાજકુળના રજપૂતો એકઠા થયા. બે ચાર લાખ ખાંડાં આવ્યાં. એઓ એક કરતાં એક અધિક બળિયા હતા. લડતાં કોઇથી હાર્યા ન જાય એવા હતા. મનવેગી, પવનવેગી, પાણીપંથા, ખુરાસાણી, તુરકી, સુડાપંખા, કિહાડા, નીલા એમ જૂદી જૂદી જાતના ઘોડાઓ ઉપર જૂદી જૂદી જાતનાં બખ્તરો નાંખી દીધાં હતાં. ઘોડાઓને પગે સોનાનાં સાંકળાં શોભી રહ્યાં હતાં. કોઈ તો પોતાની ખરીએ બળથી ધરતીને ખૂંદી રહ્યા હતા. કોઇ તો લગામને ગણકારતાએ નહોતા. રેવાલથી વાંકા વાંકા ચાલતા હતા. ઘોડા હણહણી રહ્યા હતા. ઘોડાઓને ગંગાજળે સ્નાન કરાવ્યાં, તેમને બાવના ચંદનના હાથા દીધા, તેમને માથે કમળ પુષ્પો ચઢાવ્યાં અને તેમના પર લોઢાનાં ઘણઘણતી ઘુઘરીવાળાં બખ્તરો દીપી રહ્યાં. તેમના સામાંનને ફૂમતાં ફરકતાં હતાં. રજપૂતોએ ખાંડાં, ખેડાં, કટારી, પટા વગેરે આયુધો સારાં સારાં જોઇને વીણી વીણીને લીધાં ને સજ્જ થયા. તેઓએ દેવીનાં સ્તોત્ર ગાયાં. પોતાની કુળદેવી આશાપુરીને બે હાથ જોડી નમસ્કાર કર્યા. શક્તિની ચંદન ફુલવડે પૂજા કરીને પગે લાગ્યા અને માગ્યું કે હે આશાપૂરી! કાન્હડદેવને જીત આપજે. પચીશ વર્ષ ઉપરના, પચાશની અંદરના, પરનારી સહોદર, સંગ્રામે સધ્ધર, હાકેટીને મારે, મરે તો મારીને મરે અને ઘણે પ્રકારે શ્રમ કરીને પોતાના સ્વામીનું કાર્ય સિદ્ધ કરે એવા રજપૂતો ઘોડે ચઢયા. તેમણે પોતે જરહજીણ, જીવરખી, અંગરખી, વજ્રાંગી, લોહબંધ વગેરે જૂદી જૂદી જાતોનાં બખ્તર ધારણ કર્યાં હતાં. તેઓ તત્પર થયા, તેમના મુગટના શણગાર જળહળ્યા, તેમની રત્નાવળી ઝળકી રહી; ઘોડાઓના ફૂંફવાટથી ફીણ ઉડી રહ્યાં. તેમના ચાલવાની રજથી સૂર્ય છવાઇ ગયો અને અંધકાર થઈ રહ્યો. રાજાઓ ચાલ્યા એટલે બંદીજનો બિરદાવળી બોલવા લાગ્યા. ત્યાં ખાંડાના ખખડાટ, ભાલાના ભટાક, તરવારોના ચળકાટ ને ધનુષ્યના ટંકાર થઈ રહ્યા. આશાપૂરીએ આજ્ઞા આપી એટલે રજપૂત દળ ચાલ્યું. રાવળ કાન્હડદેવ ઘોડેસ્વાર થયો. કડિંગધિંગ કડિંગધિંગ એમ ત્રંબાળુપર ડંકા પડયા. ઢોલ ધ્રસૂકી રહ્યાં. ડૂંગર ડોલી ઉઠયા. ધરતી ધમધમી રહી. રજપૂતો તરવરી રહ્યા હતા. તેઓ તળેટીએ પહોંચ્યા.

તળેટીએ ગયા એટલે જઇત દેવડાએ વિનતી કરી કે:—' રાજાજી આજ્ઞા આપો. આપને પ્રતાપે હું મ્લેચ્છોને અહિંથી મારી કાઢું.' કાન્હડદેવે કહ્યું ' જાઓ બળ કરીને મેલાણમાં પેસો અને મુસલમાનોને મારો. જો જો લોક હસારત ન થાય.' એટલામાં બાતમીદારોએ ખબર આપી કે મુસલમાન લશ્કરનો પડાવ સિરાણે થયો છે; જલદીથી એમની પૂંઠ પકડીએ નીકર એ લોકો દૂર જતા રહેશે. આથમતે સૂરે દદામાં દઇને દળ દડવડ ચાલ્યાં. બે ચાર હજાર મશાલો તૈયાર કરાવી. વીણી કાઢેલા ઘોડા એકઠા થયા. સાતસે મોટાં ઢોલ ઢબુકી રહ્યાં. માલદે રાવળે ફોજના બેભાગ કર્યા અને પશ્ચિમ તરફ ગયો. તેમણે મુસલમાનોના લક્કડકોટ ભાગી નાંખ્યા. ચોકીદારો નાઠા. મેલાણમાં ભેળ પડી. બૂમરાણ થઇ રહ્યું. તુરકો ઉંઘમાંથી ભડકી ઉઠ્યા. તેમણે બેતરફ અજવાળું જોયું, ગભરાઈ ગયા; હે કિરતાર અમારી સાહ્ય કર કરીને ઉંચે હાથે ત્રાહ્ય ત્રાહ્ય બોલવા લાગ્યા. ઉતાવળ અને ગભરાટમાં તેમણે જરહજીણ ઉધાં પહેર્યાં. ઘોડા ઉપર અવળાં પલાણ મૂક્યાં. હજુરના માણસે ખાનને જાહેર કર્યું કે:—' હિંદુઓ વઢવા આવ્યા, વિંટી વળ્યા, લશ્કરમાં ત્રાસ પડયો !!' ખાને તરત હાથી ઘોડા સજ્જ કરાવીને અજવાળા તરફ હલ્લો કર્યો. રાત્રિનો વખત, પારકા કે પોતાના જણાય નહિ. બે દિશામાંથી હિંદુઓ આવવા લાગ્યા. મુસલમાનોને મારીને હિંદુઓની તરવારની મુઠો ભાગી ગઈ. રજપૂતો તેજ તેજીઓને કુદાવીને હલ્લો કરતા. તેમણે પોતાના ભાલાનો ઠીક ઉપયોગ કર્યો, ધનુષ્યની પણછો ગાજી રહી. અણીવાળાં તીરનો વર્ષાદ થવા લાગ્યો. અણીદાર ભાલાને બરછીવતે મુસલમાનોનાં બખ્તરોને વિંધી નાંખ્યાં; તરવારોએ એમના સાંધે સાંધા વછોડી નાંખ્યા. કોઇ તો કટારી વાપરતા; ત્યાં લોઢાં ઉછળી રહ્યાં. તરવારને ઘાએ તેઓ મુસલમાનના પાખરવાળા ઘોડાને કાપી નાંખવા લાગ્યા. કોઇ તો મલ્લની પેઠે બાથંબાથા કરતા હતા. હાથી ઉપરથી મહાવતોને ઢોળી પાડવા લાગ્યા. બિચારા ભોંય પડીને પગ ભાગતા. રજપૂતો મુસલમાનોના હાથીઓની સુંઢો કાપી નાંખતા હતા. પગ કાપેલા હાથીઓ ઢગલો થઇને ઢળી પડતા હતા. હિંદુઓ મુસલમાનની ખાંધ કાપી નાંખતા તેમનાં માથાં રણાંગણ પર રગડતાં હતાં. બહાદૂર મુસલમાનોનાં માથા વગરનાં ધડ તરવાર ઝૂમાવતાં ધાતાં હતાં. આ પ્રમાણે કાપાકાપી ચાલી. સવારમાં રણક્ષેત્ર કસાઈવાડા જેવું દેખાતું હતું. ઠેરઠેર લોહીના પ્રવાહ ચાલ્યા જતા હતા. હિંદુઓએ મેલાણમાં પેશીને ડહેલી, ડેરા અને તંબુઓના દોર કાપી નાંખ્યા, જૂદાં

જૂદાં હાલરાંનાં ચામડાં કાપીને બાનોને છોડવ્યાં. હાથી; ઘોડા, ઉંટ અને પોઠીઆ ઝૂંટી લીધા. તેમણે બે મોટા મલીકોને જીવતા પકડયા. સાદીમલીક નામનો મોટો ઉમરાવ રણક્ષેત્રપર પડયો અને બહાદૂર અલફ્ખાન એકલો જીવનો નાઠો. હિંદુઓ પીછો લેશે અને કાપી નાંખશે ધારીને જે જેમ ફાવ્યું તે તેમ નાઠું.

જીત કરીને લશ્કર પાછાં વળ્યાં. બધે આનંદ ફેલાઈ રહ્યો. બંદીજનો વખાણ કરવા લાગ્યા. રાજાજી ડંકા દેવરાવતા શહેરમાં પધાર્યા. જીતની વધાઇ સાંભળીને આખા નગરે વધામણાં દીધાં. ઠેકાણે ઠેકાણે ભેરી અને ભૂંગળનાં નાદ થઈ રહ્યા. લોકોએ પોતાને બારણે તરીઆતોરણ બાંધ્યાં. આખા શહેરમાં ધજાઓ ઉડી રહી. ઠેકાણે ઠેકાણે રાસ લેવાઈ રહ્યા. અઢારે વર્ણના લોકો જય જયકાર કરી રહ્યા. શહેરમાં તમાસા થઇ રહ્યા. સ્ત્રીઓએ લૂણ ઉતાર્યાં. રસ્તામાં નવાં ચીર પથરાયાં, અગર ધૂપના પરિમળ બ્હેકી રહ્યાઃ ઢેર ઢેર ફૂલના ઢગલા બની રહ્યા. બીજા રાણા, રાવતો, રજા લઇને પોતપોતાને સ્થાનકે ગયા. બાનોને ભાતાં અને લૂગડાં આપીને પોતપોતાને દેશ વિદાય કર્યાં.

પછીથી સોમનાથના પાંચ કડકામાંથી એકની પ્રભાસ, બીજાની વાગડ ત્રીજાની આબુ ઉપર, ચોથાંની ઝાલોરમાં નવા પ્રાસાદમાં અને પાંચમાની પોતાના બગીચામાં નવા પ્રાસાદમાં એમ સ્થાપના કરી. મહાદેવની ષોડશોપચારે પૂજા કરી. અહીં પહેલો ખંડ પૂરો થાય છે.

---

છેલ્લી સખત હારના સમાચાર મળવાથી દિલ્હીમાં રડારોળ થઇ રહે છે, ત્યાં ઠેકાણે ઠેકાણે માતમના જ અવાજ સંભળાય છે અને અલફ્ખાન અવકૃપામાં આવી પડે છે. હારના સમાચાર શાહને જાણ થતાં જ તેને ઘણો શોક થાય છે. ખોયેલી આબરૂ પાછી મેળવવા તરત જ નાહર મલીકને તેડાવવામાં આવે છે. જોડે ભોજલો ખાંડાધર લઇને ઝાલોરપર સ્વારી કરવાનો હૂકમ શાહ આપે છે. શું શું સાથે રાખવું, શી રીતે જવું, શી રીતે વર્ત્તવું વગેરે વિગતવાર સમજૂત આપીને લશ્કર રવાને કરવામાં આવે છે. પાદશાહનો હૂકમ શિરપર ચઢાવીને ઝાલોર બળ કરીને લઇશું અગર તજેટીએ ઘોરમાં સુઇશું એવું પણ લઇને નાહર મલીક ચઢયો. તેના લશ્કરનો દમામ ઓર જ હતો. પર્વત, ઘાટ, ગુફાઓ વટાવતા મુસલમાનો સમિયાણે આવી પહોંચ્યા.

સમિયાણામાં રાજા કાન્હડદેવનો ભત્રિજો સાંતળસિંહ ચોહાણ ગઢપતિ હતો. મુસલમાન આવ્યાની ખબર સાંભળીને તે કોપી ઉઠયો. ઝાલોરમાં કાન્હડદેવને ખબર પડી. સાંતળસિંહને મુસલમાનોને વગર સહાયે જીત્યાનું માન મળે માટે, જો તેડાવે તો જ જવાનો વિચાર કરીને તે તૈયાર થઈ રહે છે. અહિં સાંતળસિંહ કાન્હડદેવને તસ્દી આપતો નથી અને પોતે જ બહાદૂર રજપૂતોને લઇને તેમના પર ચઢી જાય છે. રાતોરાત મારેલા છાપામાં સાંતળ સિંહને જય મળે છે. એણે અર્ધોઅર્ધ મુસલમાન લશ્કરને કાપી નાંખ્યું. મુસલમાનો પાસેથી પડાવી લીધેલા સઘળા ઘોડા ઝાલોરે મોકલ્યા. ભત્રિજાનું પરાક્રમ જોઇને કાન્હડદેને બહુ આનંદ થયો. બાકી રહેલા મુસલમાન લશ્કરે સમિયાણાને ઘેરો ઘાલ્યો. બીજા રજપૂતોએ કાન્હડદેવને કહાવ્યું તેથી પોતે સવાલાખ પાખરેલા ઘોડા લઇને છડો ત્યાં આવ્યો. એક તરફથી સાંતળસિંહે અને બીજી તરફથી કાન્હડદેવે મારો ચલાવ્યો. બહાદૂર મુસલમાનોએ જીવ પર આવીને બન્ને લશ્કર પર સામે મોંએ હલ્લા કર્યા. દારૂણ યુદ્ધ મચી રહ્યું. ઘણા મલીક રણમાં સૂતા. ખૂદ નાહર મલીક પણ મૃત્યુને શરણ થયો. સિંધળકુળનો મહા બળવાન ગણાતો ભોજલો ખાંડાધર સાંમો થયો. એણે પણ રણમાં પ્રાણ તજ્યા. આ પ્રમાણે એ મહા બળિયા સરદારોને મારી મીર, મલીક, વગેરેની કત્તલ કરી, મુસલમાન સેનાને દળી નાંખી રાજાજી ઝાલોર પાછા પધાર્યા.

આ હારની ખબર સાંભળતાં જ સુલતાન બોલી ઉઠયા કે ‘ અહો, મુસલમાનોપર શો દૈવ કોપ થયો છે ?’ શાહે તરત જ ખાનજહાન, મલીક અમાદલ, મલીક નેબ અને મલીક કમાલુદ્દીન એ ચાર બળવાન સરદારોને હઝૂરમાં બોલાવ્યા. પાદશાહે કહ્યું કે જૂવો ! જે જે મલીક આપણે મોકલ્યા તેને ચોહાણે હરાવ્યા ! મુસલમાનોને બે ત્રણ વખત પાછું ફરવું પડયું છે તેથી મને મોટા રાજાઓમાં ગેરઆબરૂ ઉત્પન્ન થઇ છે. આ વખત અમે ખૂદ ઝાલોર પર ચઢી જઇશું, બળ કરીને યાતો ઝાલોરને જેર કરીશું અગર ફરી આયુધ ધારણ નહિ કરીએ. આવી પ્રતિજ્ઞા લઇને પાટણથી ખાનને તેડાવવાનો પેગામ મોકલ્યો ને ચોતરફથી લશ્કરનો જમાવ કરવાનો હૂકમ કર્યો.

પાદશાહનો હૂકમ થતાં જ હલકારાઓ ચોતરફ ચાલી નીકળ્યા. તેઓ ઘોડા ઉપર સાજ નાંખવાએ રહ્યા નહિ. મોટું લશ્કર એકઠું થયું. કૂચ કરી ખૂદ સુલતાન ચઢયો. ઘણા દિવસની મુસાફરીને અંતે દળે મારવાડમાં પ્રવેશ કર્યો. તેમણે સમિયાણે આવીને પાદરે મુકામ કર્યો. પાદશાહે જાહેર કર્યું કે

આ બળવાન ગઢથી જીતનો પ્રારંભ કરીએ. એ ગઢ લઈ, થાણું મુકીને પછી ઝાલોર જઇશું.

સમિયાણા ગઢ ઘણો દુર્ગમ હતો. કિલ્લામાં બધી સર સામગ્રી ભરી હતી. ઘાસ, દાણો, બળતણ, પાણી કશુંએ વર્ષોના વર્ષો સુધી ખૂટે નહિ એમ હતું. મુસલમાનોએ ગઢની તળેટીએ પડાવ નાંખી બધી લડાયક ગોઠવણ કરી દીધી. સાંતળસિંહે મુલતાની સૈન્ય જોઇને તેનું ઘણું વખાણ કર્યું. એ કહે કે અમને ધન્ય છે કે અમારે ત્યાં સુલતાન સૈન્ય લઇને આવ્યા છે.

સાંતળસિંહે ગઢને દરેક કોઠે રક્ષણ કરનાર રજપૂતો ખડા કરી દીધા. ઉતાવળે ગોળા ફેંકે એવાં યંત્ર કોટે ચઢાવી દીધાં. સૈનિકો રાતે પણ પોતાની જગાપર હાજર રહેતા હતા. હિંદુઓ રાતોવાઈ નીચે ઉતરીને છાપા મારતા. દહાડે પણ હુમલા લઇ જઇને યુદ્ધરૂપી ચોપટ ખેલતા હતા. હિંદુઓ તેમજ મુસલમાનો પડતા હતા. રોજ લઢાઇઓ જામતી. મુંછાળા મ્લેચ્છો મર્દાઈ કરીને માંકડાં ચઢી જાય એમ કોટ પર ચઢી જતા. ગઢ ઉપરથી હમહમ કરતી હવાઇઓ રાત્રે આવીને મેલાણમાં આગ સળગાવતી. ગઢ ઉપરથી મોટા મોટા પથરનો વરસાદ ચાલતો. હાથી, ઘોડા ને માણસ જે આડું આવે તે તરત મરણ પામતું. આ પ્રમાણે સાત વરસ સુધી ઘેરો રહ્યો. અને સાંતળસિંહે કિલ્લાનો બચાવ કર્યો. ગઢ ઉપર રોજ નાચ રંગ અને તમાસા થતા. સાંતળસિંહ ત્રિકલસે બિરાજતો ને નાચ જોતો. તે જોઈ એક વખત પાદશાહે રોપ ચઢયાથી લશ્કરમાં સાદ પડાવ્યો કે શું કોઈ એવો તીરંદાજ નથી કે જે ગઢ ઉપરનો જલસો ફેડી શકે? એક અમીરનો બંદો હાજર થયો અને પાદશાહના હૂકમથી એણે જલસો ફેડવા નાચનારીને લક્ષીને બાણ ફેંક્યું. આ માણસ–હબાખુ મીર-જબરો નિશાનબાજ, આંખે પાટો બાંધીને તીર ફેંકે તોએ લક્ષ ચૂકે નહિ એવો હતો. એણે બળથી ખેંચીને ધનુષ્ય બેવડું થઈ જાય એટલું તાણ્યું અને તીર ફેંક્યું. તે નાચનારી સોઢીના શરીરને વીંધીને આરપાર નીકળી ગયું. રંગમાં ભંગ થઇ ગયો. બિચારી તરફડતી ભોંય પર પડી. સાંતલસિંહે ક્રોધે ભરાઇને પોતાના લશ્કરમાંથી તેવા વિરલા તીરંદાજને બોલાવ્યો. શેશાલો રામસિંહ રજપુત હાજર થયો. એના દિલક્ષી બાણે હબાખુ મીરનો હાથ ઉડાવી દીધો ને ત્યાંથી ઉછળીને તે પાદશાહના સિંહાસને જઇ ચોટયું. પાદશાહે શોહ ખાઈ તરતજ પોતાનું સ્થાન બદલ્યું. મરણનો ભય કોને ન હોય!

સાંતળસિંહને આશાપુરી શક્તિ હાજરાહજુર હતી. તેણે તેની ઘણા આર્જવથી પ્રાર્થના કરી. શક્તિએ દર્શન દીધાં અને એનો હાથ ઝાલીને અર્ધી રાત્રે ઘોર નિદ્રામાં પાદશાહ સૂતો હતો ત્યાં તેને લેઇ ગઈ. સાંતળસિંહ જૂવે છે તો અલ્લાઉદ્દીનને પાંચ મુખ છે, ત્રણ આંખ છે, માથે કપિલ જટા છે, ગળે મુંડમાળા છે ને હાથમાં તુંબી ને બ્રહ્મકપાળ છે. જટાજૂટમાં ગંગાજી બિરાજી રહ્યાં છે. પડખામાં પાર્વતી પણ છે. શંકરનું શરીર ભભૂતથી ધોળું શોભે છે. સાંતળસિંહ તો છક્ક જ થઈ ગયો! એણે જોયું કે સુલતાન તો રૂદ્રનો અવતાર છે! સાક્ષાત્ શંકરને ઘા કેમ કરાય, એમ વિચારીને સાંતળસિંહ પાછો હઠ્યો. પાદશાહ ઉંઘતા હતા તે વખત પોતે ત્યાં આવી ગયો હતો તેની નિશાની તરીકે સાંતળસિંહે સુલતાનના પડખામાંથી તેનું ગૂરજ લઈ લીધું. અલ્લાઉદ્દીન સાક્ષાત રૂદ્રનો અવતાર છે એ જાણ્યા છતાં પણ સાંતળસિંહે પોતાનો ટેક મુક્યો નહિ.

અહિં લશ્કરમાં પાદશાહના પ્રધાને યુક્તિ સૂચવી કે ગઢ ઉપર એક મોટું સરોવર છે તેનો જો નાશ કરીએ તો રજપૂતો એની મેળે તાબે થાય. આ સૂચના ઉપરથી દિલ્હીથી બે ચાર લાખ ગુણપાટના કકડા મંગાવ્યા અને તે કોટને લગોલગ નીસરણીઓ માંડી ઉપર યંત્ર મૂકાવ્યું. પછી ઘણી ગાયોને રહેંસી નાંખીને તેમનાં માથાં ગુણોમાં ભરીને યંત્રવડે સરોવરમાં નંખાવ્યાં.

સાંતળસિંહને આ વાતની ખબર પડી એટલે એ ખિન્ન થઇ ગયો. એણે અંતઃપુરમાં વાત કરી. રાણીઓએ કહ્યું કે એમાં શી વિશાત છે! અમે બધાં ઝમહર કરીશું. તેમણે કાન્હડદેને આ ખબર કહાવી અને પોતે ઝમહર કરવાની તૈયારી કરી. બધી રાણીઓએ શણગાર સજ્યા. ચંદનનાં લાકડાંની ચિતાઓ ખડકી અને તમામ રાણીઓએ અગ્નિપ્રવેશ કર્યો. બધાઓની આંખમાંથી અશ્રુના પ્રવાહ ચાલ્યા અને મ્હોમાંથી રામનામના ઉચ્ચાર નીકળ્યા. ભાઇલુ નામના વિશ્વાસઘાતીએ આ રસ્તો પાદશાહને સૂચવ્યો અને આ પ્રમાણે ગઢ પડવાની વખત આવી પહોંચી.

ચિતાઓના ધૂમાડાથી ગગન છવાઈ રહ્યું. સાંતલસિંહે પાદશાહને તેનું પોતે રાત્રે લીધેલું ગૂરજ મોકલ્યું. પાદશાહે જાણ્યું કે અહો, મને એણે જાણી જોઇને માર્યો નથી. સાંતળસિંહ આવીને મને મળે તો હું એને પ્રાણદાન આપું એટલું જ નહિ પણ ગૂજરાત ઇનામમાં આપી દઉં એવું કહાવ્યું. પણ સાંતળસિંહ સ્વાભિમાન આગળ પ્રાણની કિંમત ગણે નહિ એવો હતો.

એણે કહાવ્યું કે હું શરણ આવું તો મારી ચોહાણની આખી શાખાને લાજ આવે. સઘળા રજપૂતોએ સ્નાન કર્યાં, કંઠે તુલસીની માળાઓ ધારણ કરી અને શાહના દળ ઉપર તૂટી પડયા. રજપૂતો મરણીયા થઇ લઢયા, અને રણભૂમિમાં સુતા. ત્રણ પહોર સુધી મુસલમાનો જોડે લઢીને સાંતળસિંહ રણમાં પડયો. એને ઘણા ઘા વાગ્યા હતા. પાદશાહે સાંતળસિંહની શૂરવીરતાનાં ઘણાં વખાણ કર્યાં. અને એના માનમાં એના લોહીને વાંદી માથે ચઢાવ્યું. સમિયાણા પડયું. અહીં બીજો ખંડ પૂરો થાય છે.

---

સમિયાણાનું ઊપડયું એક લશ્કર બાહડમેર આવ્યું. શિકારને માટે ગાળો નાંખ્યો હોય તેમાં જે પકડાયું તે સહી સમજી બાહડમેર સર કર્યું. પાદશાહે શહેર લૂંટાવ્યું અને પડાવ નાંખ્યો. દુભાષિયાએ જાહેર કર્યું કે અહિં પાસે ચોહાણની બ્રહ્મપુરી ભિન્નમાલ કરીને છે, ત્યાં પીસ્તાળીશ હજાર બ્રાહ્મણો રહે છે. આ સાંભળીને એ શહેર લૂંટવા ગોરી મલીક ગયો. એઓ પડતી રાત્રે નિકળ્યા. કોઈ સાહસિક રજપુતને ખબર પડી તેથી આગળ જઇને તેણે બ્રાહ્મણોને ચેતાવ્યા કે શહેર છોડીને નાસો. બ્રાહ્મણોએ વિચાર કર્યો કે સવારમાં ગાયો દોહી, હોમ કરીને નાસી જઇશું! પણ મુસલમાનોએ બ્રાહ્મણોને સુતા જ દબાવ્યા. નરનારીઓને કેદ કર્યાં, ગામ લૂટયું અને બાળી નાંખ્યુ. સવાર થતાંમાં તો મુસલમાન ધાડું પાછું વળ્યું. આ ખબર ઝાલોર પહોંચતાં જ કાન્હડદેવને ઝાળ ઉઠી રહી. એણે તરત લશ્કર એકઠું કર્યું. છત્રીસે વંશના રજપૂતોને બોલાવ્યા. ત્યાં આગળ વાંઘેલા, સોલંકી, પરમાર રાઠોડ, બારડ, દૂણ, હરિયડ, ચાવડા, ડોડીઆ, જાદવો, વિહૂલ, નિકુંભ, ગોહીલ સઘળા એકઠા થયા. શ્રીગરણાએ દફતરો વાંચી વાંચી તેમને સારા સારા જૂદી જૂદી જાતના ઘોડા વેંહચી આપ્યા. કાન્હડદેવે બધાને આજ્ઞા આપી અને તેઓ યુદ્ધ ચઢયા.

સુલતાનનો સરદાર મલીક નેબ પડાવ નાંખીને પડયો હતો ત્યાં રજપૂતો ગયા. બપોર થયા હતા ને મલીક નેબ શિકારે ગયો હતો. તે તક સાધીને તેમણે મુસલમાન લશ્કર ઉપર છાપો માર્યો. ઘણા મલીકો તૈયાર થઇને સાહમા થયા. દારૂણ યુદ્ધ થયું. મુસલમાનો હાર્યા. હિંદુએ છાવણી લૂંટી. બાન પકડયાં અને પાછા વળ્યા. કાન્હડદેવના લશ્કરના આગેવાન જયત દેવડો અને મહીપ અગાઉ ઝાલોર ગયા અને લખણ, સેવટો, સાલ્હુ અને શોભતો પોતાના માણસો સાથે પાછળ રહ્યા. તે દિવસે અમાવાસ્યા હતી. મધ્યાન્હનો

સમય હતો તેથી તળાવે સ્નાન કરીને જઇશું એમ ધારીને એ રજપૂતોએ તળાવની તેડે બખ્તર, કોઠા અને ડાબ ઉતાર્યાં. ઘોડાનાં પલાણ ઢીલાં કર્યાં અને પોતે નહાવા પેઠા.

અહિં છાપા વખતે તુરકોએ જે વાજાં જોશભેર વગાડયાં હતાં તે સાંભળીને મલીક નેબ પાછો દોડી આવ્યો તો એણે પોતાના દળની દુર્દશા થએલી દીઠી. મલીક નેબે રજપૂત સરદારોને તળાવમાં બેફામ નહાતા દીઠા. તેઓએ તળાવને ઘેરો લીધું, હાથીઓને તતકાવ્યા, ભાલાનો કોટ કરી દીધો અને બાણની વૃષ્ટિ કરવા માંડી. ખૂમરાણ સાંભળીને હિંદુઓ ચમકી ઉઠયા. પાણી ચૂતે લૂગડે જ બહાર ધાયા. પણ પોતાના ઘોડા સુધી જવા જ પામ્યા નહિ. મુસલમાનોએ વીંધી નાંખ્યા. સપડાયલા હિંદુઓએ એક પછી એક એમ એકવીસ વાર હૂમલા કર્યા, પણ તેઓ ફાવ્યા નહિ. તેમના સરદાર લખણે બહુ પરાક્રમ કર્યું, પણ કશું અર્થ આવ્યું નહિ. ચાર હજાર રજપૂતોએ ત્યાં પ્રાણ સમર્પણ કર્યા અને મુસલમાનો જીત્યા. ઝાલોર જઇને ખબર કરવા કોઇએ ઉગર્યું નહિ. લખણ પડયો, લખણના લોહીમાં આંગળી બોળી પોતાને કપાળે અડાડીને મલિકે એને વંદન કરીને એની મર્દાઇની ખૂબ વાહ વાહ કરી. મલિક કહે તારી માતાને ધન્ય છે. હિંદુ કે તુરકમાં તાહરા જેવો રણમાં બહાદૂર બીજો જોયો નથી. પછી મુસલમાનો પોતાની છાવણીમાં ગયા. આ જીતના સમાચાર જાણીને પાદશાહ ખૂબ ખૂશ થયો. અહિં ઝાલોરમાં કાન્હડદેવને ફીકર થઈ કે પાછળ રહેલામાંથી કોઇ કેમ આવ્યું નહિ. છેવટે હારની ખબર પડી. મહીપદેવડો નામનો સરદાર આગળ આવ્યો હતો. હારની ખબર સાંભળ્યા પછી એ જમતો હતો તે વખત એની દીકરીએ રસોઇયાને કહ્યું કે કાંસાથાળની સાથે કડછી ખખડાવીશ નહિ. લોઢાના ખખડાટથી બાપ નાશી આવ્યા છે તે બ્હીશે. આ મ્હેણાથી ગુસ્સે થઇને મહીપ દેવડો તુરત ઉઠીને ચાલી નીકળ્યો. પોતાના પચાસ સ્વારોને લઇને મુસલમાનોપર તુટી પડયો. એણે મલિક સરૂપને પોતાને હાથે કાપી નાંખ્યો અને પોતે અને સ્વારો ત્યાં ખપી ગયા અને સ્વર્ગે ગયા.

સુલતાન ગુસ્સે ભરાઇને ઝાલોર તરફ જવા ઉપડયો. તે વખત તેની સીતાઇ નામે કુંવરી હતી તેણે હજૂરમાં આવીને સલામ કરી. એનું બીજું નામ પીરોજા હતું. એણે કહ્યું કેઃ—પતંગ ચાલી ચલાવીને દીવા પાસે જાય છે તો પોતાની પાંખો બાળીને મરી જાય છે. તેમ જો આપ ઝાલોર જશો તો મરણશરણ થશો. મને પૂર્વ જન્મનું સ્મરણ છે. હું જાણું છું કે

કાન્હડદેવ દેવાંશી નર છે. એણે દસબીવાર આ અવતાર લીધો છે. કુંવરીનું કહેણુ ન માનતાં પાદશાહે પ્રયાણુ ચાલુ રાખ્યું. એક વખત કુંવરી હઝૂરના ઉછંગે બેઠી હતી તે વખત તેણે પાદશાહને કહ્યું કે મારી અરજ સાંભળો. વીરમદે કુંવર અનુપમ નર છે; એની જોડે મને પરણાવો. બાદશાહે કહ્યું કે કુંવરી તું ગાંડુ ગાંડુ બોલીશ નહિ. દિલ્હીમાં મોટા મોટા ખાન, શાહજાદા વગેરે છે તેમાંથી તને ગમે એને પરણાવું. કુંવરીએ કહ્યું કે હિંદુ ને તુરકમાં બહુ ભેદ છે. હિંદુઓ ઇંદ્રના જેવો વૈભવ માણનારા છે. હિંદુનાં ભોજનો વિવિધ પ્રકારનાં છે. હિંદુના શણગાર સારા છે. મારે તો મુસલમાનને પરણવું નથી. જો પરણું તો વીરમદેવને જ પરણું, નીકર હું કુંવારી રહું. કુંવરીએ હઠ ન જ છોડી એટલે પાદશાહે ગોલ્હણ શાહ કંચુકીને ઝાલોર મોકલી માગું કહાવ્યું. એણે ઘણા પ્રકારે કહ્યું ત્યારે કાન્હડદેવે કુંવરને પુછવાનું કહ્યું. વીરમદેવ કુંવરે ચોખ્ખી ના કહી; સામદામ ભેદ બતાવ્યા પણ એકનો બે થયો નહિં. ગોલ્હણશાહ થાકીને નીચે ઉતરી આવ્યો અને પાદશાહને હકીકત નિવેદન કરી. પાદશાહે ક્રોધે ભરાઇને લશ્કર ઉપડવાનો હુકમ કર્યો. રહુદ્રેથી ઉપડીને લશ્કરે ગોલે થઈ આવી તળેટી આગળ સુંદર નામના સરોવરની પાળે પડાવ નાંખ્યો.

અહિં મુસલમાન લશ્કરને જોઇને કાન્હડદેવે ગઢને શણગાર્યો. ઠેકાણે ઠેકાણે હાથી ઘોડા રાખી દીધા. સૈન્ય મૂકી દીધાં. ગઢની અનુપમ શોભા જોઇને સુલતાન છક થઈ ગયો. ત્યાં ઠેર ઠેર નાચરંગ થઇ રહ્યા હતા. ગાયનના સુર સંભળાતા હતા. ઝાલોરના બૂરજ ઉપર ચોમેર દીપમાળો ઝળહળી રહી હતી. બીજી તરફ માલવદેવ અને વીરમદેવ રતોવાઇએ નીચે ઉતર્યા અને એમણે મુસલમાનોએ ખોદેલી ખાઇઓ પૂરી નાંખી, કાઠગઢ ભાગી નાંખ્યા, અને એક રાતમાં બારસેં મુસલમાનોને કાપી નાંખ્યા. મુસલમાનો દિવસે જે જે બાંધકામ કરે તે તે હિંદુઓ રાત્રે ભાગી નાંખે. રોજ રાત્રે ઉતરીને છાપા મારે. રોજ લઢાઇઓ જામે. એમ સાત દિવસ ચાલ્યું. એક દિવસ સુલતાનને સ્વપ્નું આવ્યું. શાહે પોતાની કુંવરીને કહ્યું કે ‘ મેં સ્વપ્નામાં શંખ ચક્ર ધારણ કરેલા, પીતાંબર પહેરેલા, માથે મોરપિચ્છવાળા, કાને રત્ન જડિત કુંડળવાળા, શ્યામ શરીર, જેની કટીમેખળા ગંભીરનાદ કરી રહી છે એવા દેવકીનંદન-વાસુદેવ ભગવાનને દીઠા. હવે તારૂં તે દહાડાનું કહેવું મને સત્ય લાગે છે.’ અહિં કાન્હડદેવે પોતાની શક્તિ આશાપુરીની આરાધના કરી. દેવીએ તુષમાન થઇને મુસલમાન લશ્કરમાં આગ વરસાવ્યો. મુસલમાનો હેરાન

થયા. તેઓ છાવણી ઉઠાવીને આઘા ગયા અને પાદશાહ પોતે દિલ્હી પાછા ફર્યા. જતાં જતાં વીરમદેવને તેડવા ગોલ્હણશાહને મોકલ્યો. કાન્હડદેવે માન્યુ નહિ અને માનભંગ થઇને તે પાછો ગયો અને વાલૂદ્રા જઇને લશ્કરને મળ્યો. મુસલમાન લશ્કર ત્યાંથી સુદ્રડી આવ્યાં. બીજે દિવસે મેડતા ગઢ ગયા. કાન્હડદેવને લશ્કર જવાથી બહુ અફસોસ થયો. એણે શક્તિની પ્રાર્થના કરી કે હે દેવી! લશ્કર પાછાં વળે એમ કરો, કે હું હમ્મીરરાયની પેઠે બહાદુરી કરીને મારૂં નામ અમર કરૂં. આશાપુરીએ કહ્યું કે મેડતે જાઓ, ત્યાં હલ્લો કરજો. કાન્હડદેવના હુકમથી માલવદેવ કટક લઇને લશ્કર પાછળ ગયો. તેઓ પૂનલું ગયા. ત્યાં જઇને જૂદી જૂદી આઠ ફોજો કરી. પાછલે પહોરે પહોંચ્યા અને છાપો માર્યો. ત્રણ હજાર મુસલમાનોને કાપી નાંખ્યા. નવ હજાર ઘોડા લઇ લીધા. મોકલ સરોવરે શિકારે આવેલા પાદશાહના બનેવી સમસખાન નામના સરદારને તેની હુરમ સહિત જીવતો કેદ કરી લાવ્યા. જીતની ખબર સાંભળીને કાન્હડદેવ ખુશી થયો.

હારની ખબર સાંભળીને પાદશાહ દીલગીર થયો. ત્યારે કુંવરીએ કહ્યું કેઃ—વીરમદેવ મારો પૂર્વ જન્મનો સ્વામી છે. મને ઝાલોર મોકલો. મારાં બહેન અને બનેવીને પકડયાં છે તેને અને બીજા સરદારોને હું છોડાવી લાવું. પાદશાહના પૂછવાથી કુંવરીએ પોતાના અને વીરમદેવના નવ પૂર્વ જન્મની વાત કહી. છેવટે કહ્યું કે **સંવત તેરસેં અડસઠના વૈશાખ સૂદ છઠને ગુરૂવારે** વીરમદેવ લઢાઇમાં પડશે. મારો પૂર્વજન્મનો સ્વામી હોવાથી હું એને દાહ કરાવીશ અને જેઠ મહિનામાં હું એની પાછળ આ દેહ તજીશ. કુંવરીના આગ્રહથી સુલતાને લશ્કર નોકર નફર આપીને તેને ઝાલોર મોકલી.

ઝાલોરમાં કાન્હડદેવ અને વીરમદેવે કુંવરીને ઘણું માન આપ્યું. વચ્ચે ચક નાંખીને વીરમદેવે પૂર્વજન્મની વાતો કહી અને સાંભળી. કુંવરીએ ઝાલોર સઘળે ફરી ફરીને જોયું. કેદ પકડેલા સરદારો, હાથીઓ વગેરે પાછું આપ્યું. કુંવરીને પહેરામણી કરી. રતોવાઇએ છાપો નહિ મારીએ એવું વચન આપ્યું. ખુદ પાદશાહને ફરી લઢવા મોકલવાનું વચન આપ્યું. બહુ સન્માન આપીને કુંવરીને પાછી વળાવી. હેરાન થયેલો પાદશાહ દડમજલ દિલ્હી તરફ ચાલ્યો. હરસુરી જઇને કુંવરી શાહને મળી અને બધાં ત્યાંથી શંભર અંબેર અને બાહડપુર થઇ દિલ્હી પહોંચ્યાં. અહીં ત્રીજો ખંડ પૂરો થાય છે.

દિલ્હી ગયા પછી એક દિવસ કુંવરી પાદશાહને ઝાલોરનું મનહર વર્ણન કરી સંભળાવે છે. ઝાલોરની સમૃદ્ધિ, કાન્હડદેવની રાજલક્ષ્મી, રજપુતોનો વૈભવ વગેરે સાંભળીને પાદશાહ દંગ થઈ ગયો. તે કહે કે તેં ગઢ પડવાનું ભવિષ્ય ભાખ્યું છે ખરૂં પણ આવો જબરો ગઢ તે શી રીતે લેવાશે? કુંવરી કહે મેં કહ્યું છે તેટલી અવધીએ ગઢ જરૂર ભેળાશે. તે ઉપરથી પાદશાહે મોટું લશ્કર તૈયાર કર્યું. ફરમાન આપીને બધાને ઝાલોર તરફ મોકલ્યા. મુસલમાન લશ્કરને સુકડીએ પડયું સાંભળીને કાન્હડદેવે બધા રજપુતોને એકઠા કર્યા. છત્રીસે વંશના રજપુતો આવી મળ્યા. માલદે રાવળ તેમજ વીરમદેવ લશ્કર લઇને ઉપડયા. તેઓ વાડી, ભદ્રાજણ વગેરે જગાએ ગયા. એક દિવસ માલદે અને એક દિવસ વીરમદેવ એમ યુદ્ધનો આરંભ કર્યો. આમ કરતાં ચાર વરસ વહી ગયાં. હિંદુઓને મુસલમાનો કશુંએ કરી શકયા નહિ.

દરમ્યાન કિલ્લા ઉપર અનાજ ને ઘાસચારાની તાણ પડવા વારો આવ્યો. દરબારી ભંડાર છેક ખાલી થઇ ગયા હતા તેમાં પણ જે બચ્યું હતું તે છેક બટાઇ ગયેલું કસ વગરનું હતું. રાજા ભારે વિમાસણમાં પડયો. રાજાની મૂઝવણ મહાજનના જાણવામાં આવી. તેઓ એકઠા થઇને રાજદ્વારે ગયા અને મોતી ભરેલો થાળ નજર કરીને વિનતિ કરી કે આપ યુદ્ધ જારી રાખજો, ટેક મૂકશો નહિ. જે જે જરૂરની વસ્તુઓ જોઇએ તે અમે પૂરી પાડીશું. કોઇએ અનાજ, કોઇએ બળતણ, કોઇએ ઘી તેમ દીવેલ, કોઇએ કપડાં, એમ જોઇતી ચીજો પૂરી પાડવાની માગણી કરી. એક વે-પારીએ તો કહ્યું કે નાંખવાના ગોળા અને પથરા માટે દેવળ ન ભાગતાં મને હૂકમ આપો એટલે ગોળ પૂરો પાડું; ગોળના રવાંનો ગોળો બમણો છેટે જશે. એકે ઢીકલી સારૂ તાપડાં આપવા કબૂલ્યાં. આવી વિનતિ કરીને અને લઢવાનો આગ્રહ કરીને મહાજન પાછું વળ્યું.

વિગ્રહ પાછો શરૂ થયો. મુસલમાનોએ ગઢમાં બનેલા બનાવની હકીકત જાણી એટલે દિલ્હી અરજ ગુજારી. પાદશાહે કહાવ્યું કે અમે બમણો સામાન મોકલીશું પણ લાગ્યા જ રહેજો. મુસલમાનો પણ રંગપર આવીને લઢવા લાગ્યા.

કાન્હદેવે પોતાના ગોર સોમચંદ્ર વ્યાસને પુછ્યું કે બાર વર્ષ અને છ મહિના થયા. જો સો વરસ ઘેરો ચાલશે તો પણ તુરકોથી ગઢને કશું થઈ શકશે નહિ. આથી નિરાશ થઇને મુસલમાનો પાછા જતા રહેશે તો આપણે કીર્ત્તિ શી રીતે સંપાદન કરીશું. વ્યાસના કહેવાથી માલદેવને કિલ્લા

પરથી નીચે મોકલ્યો. ચોમાસામાં મલિકે સુંદર તળાવની તેડે મુકામ કર્યો. માલદેવના લશ્કરને મુસલમાનો સાથે રોજ ઝપાઝપી થતી. છેવટે મુસલમાનોએ તળેટી આગળ લશ્કર એકઠું કર્યું. કાન્હડદેવે કાન્હ ઉલીચો નામના શૂરા રાવળને ભોલાઇની વાડી તરફથી ઉતારી દસ હજાર લશ્કર સાથે ઊદલપુર મોકલ્યો કે તે મલિક નિજામદીનને રોકી રાખે. ઊદલપુરની લડાઇમાં નિજામદીન પડયો. એની હુરમ હાથ આવી. આ હારની ખબર સાંભળીને સુલતાને તાજું લશ્કર મોકલ્યું. એક બહાદુરપુર અને અંએરની વચ્ચમાં સમળે યુદ્ધનો દાવાનળ સળગી રહ્યો. કાન્હડદેવ પણ નીચે ઉતર્યો. એક તરફ માલદેવ અને બીજી તરફ કાન્હડદેવ એની વચમાં મુસલમાનો હેરાન થઇ ગયા. અહિં આવો રંગ જામી રહ્યો હતો. તેવામાં વીકા સેજવાલ નામના રજપુતે દગો કર્યો. સિંહ મલિક ગઢ ઉપર પ્રથમ કેદમાં હતો તેણે છૂપો સંદેશો કહાવ્યો. અડધી રાત્રે વીકો સંતાતો નાટરડકની વાવે એને મળવા આવ્યો. વીકે કહ્યું 'જો મને પાદશાહ ગઢ આપી દે તો હું છૂપો રસ્તો બતાવું'. સિંહ મલિકે વચન આપ્યું અને વીકા સેજવાલે લોભને લીધે વિશ્વાસઘાત કર્યો. મલિકે રાતોરાત લશ્કર એકઠું કર્યું અને ગઢપર ચઢયા.

અહિં કાન્હડદેવને સ્વપ્નું આવ્યું. બ્રાહ્મણને વેષે ઝાલોર ગઢ, આશાપુરી, ગણેશ અને કાન્હસ્વામી એમણે સ્વપ્નમાં કહ્યું કે દગો થયો અને ગઢ ભેળાયો. રાજા જાગી ઉઠયો અને સ્વપ્નનો વિચાર કરવા માંડયો. અહીં વીકો—વીકમસી—ઘેર ગયો અને પોતાને થયેલા લાભની વાત પોતાની સ્ત્રી હીરાદેવીને કહી. શુરી રજપૂતાણી કકળી ઉઠી. હીરાદેવી કહે કે અરે નરાધમ ચંડાળ તેં આ શું કર્યું ? તેં તારા લોભની મોંકાણમાં સ્વામીદ્રોહ કર્યો ! પોતાને પાળનારે પીવાનું દુધ તું બિલાડાને પાય છે. જેના પ્રતાપથી સોનાં રૂપાં, ગામગરાસ વગેરે ભોગવીએ છીએ તેનું તેં દીઠ વાળ્યું ! એમ કહીને ગુસ્સે ભરાઇને પાસે પડેલું ત્રાંબાનું વાસણ છૂટું માર્યું. સેજવાળ તરફડીને ભોંય પડીને મરણ પામ્યો. હીરાદેવી તરત રાજા પાસે ગઈ અને પોતાના સ્વામીની નીમકહરામી જાહેર કરી.

ગઢમાં બધા તળે ઉપર થઈ ગયા. લશ્કર એકઠું થઈ ગયું. રજપૂતો હુમલો કરવા નીકળી પડયા. ખૂદ કાન્હડદેવ ગઢના બૂરજ પર ઉભા રહ્યા. અને સાંથી લશ્કરને ઉશ્કેરીને શાબાસી આપવા લાગ્યા. દારૂણ સંગ્રામની શરૂવાત થઈ. ભલા ભલા ગરાસીઆઓ રણમાં સૂતા. છેક રાતથી તે બીજે દિવસ રાત સુધી યુદ્ધ ચાલુ રહ્યું. ઘણા હિંદુઓ અને મુસલમાનો મરાયા. કાન્હડદેવે જોયું કે હવે ઝાઝીવાર ટકાવ નહિ થાય.

ઝાલોરમાં હાહાકાર થઈ રહ્યો. કાન્હડદેવની રાણીઓ, જયતલદે, ઉમાદે, ભાવલદે, અને કમલાદે એમણે ઝમોરની તૈયારી કરી. એમની જોડે ઘણી દાસીઓ અને બીજી રાણીઓ પણ ચાલી. વસ્તીના લોકો પણ ઝમોર કરવા તૈયાર થયા. બ્રાહ્મણોએ રાજાજીને આશીર્વચનો કહ્યાં. વાણીઆ, શેઠીઆ બધા હાજર થયા. સઘળા રાજલોક પણ આવી મળ્યા. નગરમાં ઠેર ઠેર ઝમોર મંડાયા. શૂદ્રો ધરાધરી નમન કરી જઇને પોતપોતાને ઘેર ઝમોરમાં પેઠા. સઘળી વર્ણના લોકોએ આ પ્રમાણે અગ્નિપ્રવેશ કર્યો. ઝાલરવાવમાં પાણીમાં હીરા, માણેક, રત્ન, સોનાં, રૂપાં વગેરે ભંડાર ફેંકી દીધા. સુવર્ણ પુરૂષ પણ ઉંડા પાણીમાં નખાવ્યો કે તે મ્લેચ્છને હાથ જાય નહિ. વીરમદે કુંવરને તેડાવીને તેને માથે અભિષેક કર્યો. ચંદનનાં લાકડાં મંગાવ્યાં; તુલસી અણાવી, રાણીઓએ સૂર્યને નમસ્કાર કરીને અર્ઘ્ય આપ્યો અને ઝમોરમાં પેઠી. હાહાકાર થઈ રહ્યો. બધા ગગળે સાદે રામ! રામ! બોલવા લાગ્યા. એકલા ઝાલોરમાં પંદરસેં અને ચોર્યાસી ઝમોર મંડાયા. ચિતાના ભડકા છેક સાચોર સુધી દેખાતા હતા.

ઝમોર પછી રાજા કાન્હડદેવ યુદ્ધે ચઢ્યો. દારૂણ યુદ્ધને અંતે શત્રુઓને ત્રાસ આપીને, પોતાનું કર્તવ્ય કરીને એણે સ્વર્ગારોહણ કર્યું.

પ્રથમના યુદ્ધમાં ઉગરેલા મુસલમાનો પાછા બીજે દિવસે લઢવા આવ્યા. વીરમદેવે કહ્યું કે સઘળા રજપૂતોએ આજ રામાયણ મચાવવું. એની રાણીઓએ પણ ઝમોરમાં પ્રવેશ કર્યો અને વીરમદેવ યુદ્ધે ચઢ્યો. મુસલમાનો જીવતો પકડી લે નહિ માટે વીરમદેવે પોતાના પેટમાં કટારી ખોસીને તેના ઉપર બખ્તર પહેરી લીધું. રણક્ષેત્ર ઉપર ઘણા હિંદુ મુસલમાનો પડયા. આખરે વીરમદેવે પોતાનો પ્રાણ તજ્યો. મુસલમાનો જાણતા હતા કે વીરમદેવને જીવતો પકડીશું. એમના મનની વાત મનમાં રહી. લઢાઈ પછી મુસલમાન સરદારો ગઢ ઉપર ગયા; વીરમદેવને અંગના એંધાણ ઉપરથી ઓળખી કાઢ્યો. ગઢ ઉપર ઠેર ઠેર અંગારા ધખી રહ્યા હતા. આ પ્રમાણે સાડાત્રણ દિવસ રાજ્ય કરીને વીરમદેવ પરલોક ગયો. ગઢની તળેટીમાં ત્રણ ચાર લાખ ઘોરો બની રહી.

અલ્લાઉદ્દીને છેલ્લા મોકલેલા લશ્કરની સાથે પારોજા કુંવરીની ધાવ-દદા સનાવરને પણ મોકલી હતી. કુંવરીએ એને આજ્ઞા કરી હતી કે જો વીરમદેવનું મરણ થાય તો એમનું મસ્તક અહિં આણવું. બધા મુસલમાન

અમીરો ગઢ ઉપર ગયા તે વખત દદા સનાવર પણ ગઈ. અને એણે વીરમદેવના મરણને માટે ઝાઝો શોક કર્યો. સુગંધ પદાર્થોમાં મૂકીને વીરમદેવનું મસ્તક દિલ્હી લેઈ ગઈ. રણવાસમાં બધાં વીરમદેવનું મુખાર્વિંદ જોઇને બહુ અજાયબ થયાં. કલંક વગરના પુનેમના "ચંદ્રબિંબ જેવું" વદન નિહાળવા વસ્તીના લોક પણ આવ્યા. કુંવરીએ જ્યારે મુખના સામું જોયું ત્યારે પૂર્વજન્મના કંકાસના રોશને લીધે મોં બીજી તરફ ફર્યું. મોં જોઇને કુંવરીએ કલ્પાંત કર્યો. પોતાના પૂર્વજન્મના કર્માનુસાર વિયોગના અવતાર પૂરા થયા અને હવેના જન્મમાં મળીશું ગણીને કુંવરીએ મસ્તકને અગ્નિસંસ્કાર કરાવ્યો. પછી પોતાની માની આજ્ઞા લઇને પોતે જમના નદીમાં પડીને પ્રાણ ત્યાગ કર્યો. બન્ને ધણી ધણીઆણી વિમાને બેશીને સ્વર્ગે સીધાવ્યાં. કુંવરીએ પહેલાં કહ્યું હતું તેમ આઠ માસ પછી અલ્લાઉદ્દીન સુલતાન આ ફાની જહાનને તજીને બહેસ્તમાં ગયા.

કાન્હડદે પ્રબંધનો ટૂંક સાર આપ્યા પછી એ કાવ્યમાં કરેલાં વર્ણનની ઐતિહાસિક કિંમતની તુલના કરવાનો પ્રયત્ન કરીશું. તદંગે કાવ્યમાં વર્ણવેલા અગર સૂચવેલા બનાવોના અમે ચાર વર્ગ પાડીએ છીએ. (૧) કેટલાક બનાવો ખાત્રી લાયક અને ખરા છે, (૨) કેટલાક બિન પાયાદાર હોઇને તેના સત્યતે વિષે શંકા રહે છે, (૩) કેટલાક ભૂલભરેલા અને ખોટા છે અને (૪) કેટલાક માત્ર ચમત્કારિક હોઇને કવિએ પોતાના કાવ્યને દીપાવવાને સારૂ ઉમેરેલા જણાય છે.

અમને મળેલી કાન્હડદે પ્રબંધની બધી પ્રતોમાં "**तिणि अवसरि गूजरधर राइ, सारङ्गदे नामि बोलाइ**" એવું લખ્યું છે. કર્ણદેવ કિંવા કરણનું નામ ન આપતાં સારંગદેવનું નામ કેમ આપ્યું હશે એ સંદેહનું નિરાકરણ સહજ થઈ શકે છે. રાજા અને યુવરાજ બન્ને નામે રાજ્ય કરવાનો જૂનો સંપ્રદાય હોય એમ જણાય છે. ઇડરના રાજ્યમાં મુરલીધરના મંદિરમાં રક્ષિત શિલાલેખ ઉપર ટીકા કરતાં રા. રા. તનસુખરામ મનઃસુખરામ આ વાત નિર્વિવાદિત સ્પષ્ટ કરે છે. વ્યાઘ્રપલ્લીવાળા–વાઘેલા મહામંડળેશ્વર લવણપ્રસાદને તેમાં વંશકર કહેલા છે. એના પુત્ર વીરધવળનો પુત્ર વીશળ પોતાના ભત્રિજા અર્જુનદેવ જોડે, અર્જુનદેવ પોતાના પુત્ર રામદેવની જોડે અને એનો ભાઈ સારંગદેવ પોતાના ભત્રિજા કર્ણદેવની જોડે રાજ્ય

કરતા હતા.§ આવા દોઅમલી રાજ્યનાં બીજાં પણ દૃષ્ટાંતો મળી આવે છે. કાન્હડદેપ્રબંધનો નાયક કાન્હડદે પોતાના પિતા સામંતસિંહની જોડે ઝાલો-રમાં રાજ્ય કરતો હતો એવું સં. ૧૩૫૫ ના ચોટણ ગામમાં મળેલા એક શિલાલેખ ઉપરથી જણાય છે. સારંગદેવ સં. ૧૩૩૨ ના અરસામાં ગાદીએ આવ્યો અને સં. ૧૩૪૫-૪૬ માં કર્ણદેવ તેની જોડે સામીલ થયો. સારંગ-દેવની હયાતી સુધી પાટણમાં દોઅમલી સમય હતો. સં. ૧૩૫૪ ની પ્રશસ્તિમાં કર્ણદેવનો આગવો અમલ જણાય છે, એટલે સં. ૧૩૫૪ ના પૂર્વભાગ પર્યન્ત સારંગદેવ વિદ્યમાન હશે. અને કર્ણદેવનો આગવો અમલ ઘણા જ થોડા સમયનો હશે, કેમકે 'પટ્ટાવલી'માં કર્ણદેવનું નામ નથી. એમાં સારંગદેવનાં વર્ષ ગણાવીને પછીથી **ततःअलावदिसुरत्राणराज्यं** એમ કહેલું છે.

સારંગદેવના અમાત્ય પદ ઉપર પૂર્વભાગમાં મલ્લદેવ હતો અને પછીથી માધવ હતો. ધોળકાના બ્રાહ્મણ પંડિત ચાણ્ડૂની કરેલી નૈષધકાવ્યની દીપિકા નામની ટીકાની અંત પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે, સંવત તેરસેં ત્રેપનમાં મહામાત્ય માધવ અને નૃપ સારંગદેવ હતા. સારંગદેવની હયાતી-માં જ કરણે માધવ ઉપર જૂલમ ગુજાર્યો હશે. ત્યાર પછી થોડા જ સમ-યમાં એને આગવો અમલ પ્રાપ્ત થયો હશે.

મહામાત્ય માધવ શી જાતનો અને ક્યાંનો હતો એ જાણવાનાં સા-ધનો તપાસીશું. એ જાતે નાગર હતો એવી દંતકથા છે. તેમજ લોકમાં પ્રચલિત એક દોહરાથી માલમ પડે છે કે એ કચ્છનો વતની હતો.

---

§ જૂઓ બુદ્ધિપ્રકાશ પુસ્તક ૫૭, માર્ચ અને એપ્રિલના અંક.

મહામંડળેશ્વર લવણપ્રસાદ (વંશકર)



"વચ્છ ત્રવાડી પીપળે, સોરઠ શંકરદાસ;
માધવ કેશવ કચ્છના, એણે રાખી આખ્યાત.૧"

રાસમાળામાં લખ્યું છે કે માધવે બાદશાહને ત્રણસેં અને સાઠ કચ્છી ઘોડા નજર કર્યા. સં. ૧૩૫૩ માં જૂલમ ગુજર્યા બાદ પાટણ છોડયા પછી માધવની હીલચાલની કશી માહીતી મળતી નથી, સ્વ૦ નંદશંકર એને જાત્રાએ ગયો જણાવે છે પણ એ વાતમાં કાંઈ વજૂદ જણાતું નથી, તેમજ એની કશી સાબીતી મળતી નથી. એ દુઃખના દિવસમાં પહેલવહેલો પોતાને દેશ જાય એ સંભવિત જણાય છે. ઝાલાવાડમાં વઢવાણ શહેરમાં એક જૂની વાવ છે જે માધાવાવ કહેવાય છે. માધવને વઢવાણ જોડે કશો સંબંધ ન હોતાં એ ત્યાં વાવ કેમ બંધાવે એ સવાલ છે. એ વાવમાં બે મૂર્ત્તિઓ છે. એક પુરૂષની અને એક સ્ત્રીની. બન્નેની નીચે સંસ્કૃતમાં લેખ છે. એ લેખ જાતે જોવાનો યોગ અમને મળ્યો નથી. વઢવાણ દરબાર તરફથી છપાયલા એક પુસ્તક ઉપરથી ઉતાર્યો છે. અમે તે નીચે આપિયે છિયે.

પુરૂષ પ્રતિમા નીચેઃ—**संवत १३५० वर्षे कातीक शुद ८ गुरो (sic.गुरौ)**
**नागर ज्ञातीय व० श्री० शामसुत मिद्श्री सिंधु**

જોડાજોડની સ્ત્રી પ્રતિમાની નીચેઃ—**नागर ज्ञातीय महं श्री सांढल**
**सुता महं श्री तषमादिती.**

અમને લાગે છે કે આ લેખ વાંચવા કે ઉતારવામાં ભૂલ થઈ છે. અનુમાને અમે એનું ગૂજરાતી આ પ્રમાણે કરીએ છીએ.

'સંવત ૧૩૫૦ વર્ષે કાર્ત્તિક શુદિ ૮ ગુરૂ.
નાગર જ્ઞાતીય સ્યામસુત માધુ (?)
નાગર જ્ઞાતીય સંધિલ સુતા
સુખમા દેવી."

જૂના વખતથી કચ્છ જવાનો રસ્તો વઢવાણ આગળથી છે. તેમજ એ ભાગની પાણીની તંગી પણ મશહુર છે. આમ હોવાથી માધવે પોતાના સુખના દિવસોમાં પોતાના દેશના ધોરી રસ્તા ઉપર મુસાફરોના સુખને માટે આ વાવ બંધાવી હોય.

મુસલમાનો દિલ્હીથી સં. ૧૩૫૩ ના અરસામાં જ નીકળ્યા હશે, કેમકે એલિયટ ગૂજરાતની લીધા સાલ સન ૧૨૯૭ અને સોમનાથની સન

૧૨૯૮ આપે છે. ફિરિસ્તા પણ એ જ સાલ આપે છે. રાસમાળા ચઢાઇ લાવનાર સરદારનું નામ ઉલ્લુખાન અને નસરતખાન વઝીર આપે છે પણ કાન્હડદે પ્રબંધમાં વઝીર નસરતખાનનું નામે નથી.

દિલ્હીથી ગૂજરાત આવવાનો સુગમતા ભરેલો રસ્તો મારવાડનો છે. છેક મહમદ ગઝનીના વખતથી તે ફ્રેંચ મુસાફર મો૰ ટ્રેવર્નિયરના કાળ સુધી એ રસ્તો જ ધોરી ગણાતો. નાડોલ અને ઝાલોરના બળકટ કિલ્લાના બાંકા મારૂઓ જ્યારે જ્યારે યોગ મળે ત્યારે ત્યારે મુસલમાનોને સતાવણી કર્યા વગર રહ્યા નથી. પૂર્વે ચોવાણ રાજા અણહિલ્લ મહમદ ગઝનીની સાથે લડ્યો હતો. મહમદ ગઝની નાડોલને રસ્તે જ સોમનાથ ગયો હતો. સં૰ ૧૨૩૫ માં શાહબુદ્દીન ઘોરી અણહિલવાડ ઉપર ચઢાઇ લાવ્યો ત્યારે સોનગિરો કીર્તિપાળ તેની સાથે લડ્યો હતો. આ લડાઈમાં ઘાયલ થઇને સુલ્તાનને પાછું ફરવું પડ્યું હતું. સુલ્તાન અલ્તમશે સં. ૧૨૬૮ માં ઝાલોર પર ચઢાઈ કરી હતી પણ એ બળવાન કિલ્લો પડ્યો નહોતો. આ પ્રમાણે સોનગિરા ચોવાણોની મુસલમાનોને નડવાની પરંપરા જ હતી. બાકી ગૂજરાત સાથે એ ચોવાણોને બહુ સંપ નહિ હોય. ગૂજરાત સાથે તેમને વિવાહના બે ચાર સંબંધ થયા હતા. કાન્હડદેવના પ્રપિતામહ ઉદયસિંહની દિકરીનું લગ્ન ધોળકાના વાઘેલા વીરધવળના દિકરા વીરમ વેરે થયું હતું. પણ તેને ઉદયસિંહના દિકરા અને કાન્હડદેવના પિતામહ ચાચિગદેવે મારી નાંખ્યો હતો. દિલ્હીએ રસ્તાની માગણી કરી ત્યારે ચોવાણોએ એ જૂના અણબનાવની વાત મનમાં રાખી હોત, તો તો રસ્તો આપ્યો હોતઃ પણ તેમણે તેમ કર્યું નહિ. પદ્મનાભ કહે છે તેમ કાન્હડદેવે ધર્મધ્વંસનાં કારણથી સુલતાની લશ્કરને રસ્તો આપવાની સાફ ના પાડી.

પશ્ચિમનો રસ્તો આમ બંધ થવાને લીધે મુસલમાનોએ પૂર્વ તરફનો રસ્તો લીધો હશે. પદ્મનાભ કોઇ સમરસી રાવળે રસ્તો આપ્યો એમ કહે છે. પંડિત ગૌરીશંકર ઓઝા અમને સૂચવે છે કે વખતે એ મેવાડનો સમરસી રાવળ હશે. આ સૂચના બંધ બેસતી લાગતી નથી. મેવાડની ગાદીએ એક જ સમરસી થએલ છે અને તે આ બનાવથી ઘણા કાળ પૂર્વે. પંડિત ગૌરીશંકર સમરસીના વખતનો સં૰ ૧૩૩૦ એટલે સન ૧૨૭૪ નો શિલાલેખ મળ્યાનું કહે છે. જો શિલાલેખ ઉપર ભરોંસો રાખીએ તો એ વર્ષમાં સમરસી રાવળ વિદ્યમાન હતો એટલું જ સાબીત થાય છે. એ સાલથી બીજાં પચ્ચીશ વર્ષ વધારે જીવ્યો હોય તો મુસલમાન સ્વારી વખત

એ હયાત હોય. અમે ધારીએ છીએ કે એ સમરસી રાવળ તે મેવાડનો રાજ્યકર્ત્તા નહિ પણ એ નામનો કોઈ નાનો તાલુકદાર હોવો જોઇએ, જેણે મુસલમાન લશ્કરને પોતાના દેશમાંથી જવા દીધું હોય. તેઓ બનાસ ઓળંગીને આવ્યા અને ધાણધાર અને દંઢાવ્યને દંઢાળીને પાટણ ગયા એમ પદ્મનાભનું કહેવું છે.

ભીલવાડા, કે ટોંક આગળથી અગર ત્યાંથી થોડા નીચાણમાં મુસલમાનો બનાસ ઉતર્યા એટલામાં તો ગૂજરાત્ત સૂધી તેમના આવ્યાની બૂમ પહોંચી. મુસલમાન લશ્કર ઘણી ઝડપથી અને ઓચિંતું આવ્યું હતું. પાટણમાં છેક તેમના જઈ પહોંચતાં સુધી ખબરે પડી નહોતી. ઓચિંતા જઇને છાપો મારવામાં જ મુસલમાનોને લાભ હતો કે હિંદુઓ સજ્જ થઈ શકે નહિ. આવા જ હેતુથી તેઓ સિદ્ધપુર જેવા શહેરને લૂંટવા એ થોભ્યા નહોતા. મોડાસાથી પાટણ જતાં સુધી બત્તડની પેઠે બીજું કોઈ સામું થયું નથી તેથી જણાય છે કે બાકીનો મુલક ખાલસા હશે.

પાટણ લેતાં કિલ્લા આગળ જબરૂં યુદ્ધ થયું હશે. કરણને વખતે લાગ્યું હશે કે કીડીઆરાની પેઠે ઉભરાઇ જતી મુસલમાન સેના આગળ ઝાઝી મુદત ટકાશે નહિ. એવી મનની સ્થિતિમાં માધવે નાશી જવાની બે અર્થ સાધે એવી પેચવાળી સલાહ કહાવી. એ સલાહ હઇયે ધરી કર્ણદેવ નાશી છૂટયો. એની સાથે એની રાણી પણ પગપાળી નાઠી એમ પદ્મનાભનું કહેવું છે. રાસમાળામાં કરણ એકલો નાઠો અને રાણીઓ વગેરે ત્યાંજ મુસલમાનોના-હાથમાં આવ્યાં કહ્યું છે.

પેગંબરની આજ્ઞા પ્રમાણે મુસલમાન સ્વારીઓનો હેતુ માત્ર મૂર્ત્તિઓ તોડવી અને લૂંટ કરવી એજ હતો. એમનાં લશ્કર જોડે પૈસા કમાઈ ખાનારનાં ધાડાં રહેતાં. વરસોનાં વરસો પહોંચે એવા વિગ્રહમાં મચેલા લશ્કરમાં કટકીઆ વાણીઆની એક નવી જાત જ ઉદય પામી હતી. તેઓ લશ્કરમાં વેપાર કરતા. દરેક જાતના ધંધાધારીઓ તેમજ નારૂકાર લશ્કરની જોડે રહેતા. મહમદ ગઝનવી માત્ર લૂંટ કરતો. બીજા ધર્મનો નાશ અને મુસલમાન ધર્મનો બને એટલો ફેલાવો એ શીવાય એણે પોતાની ત્રાસદાયક સ્વારીઓમાં બીજું કશું કર્યું નથી. અલ્લાઉદ્દાનના વખતમાં તેઓ રાજકીય બાબતમાં એક પગલું આગળ વધ્યા હતા. મોગલોના જેવો રાજ્ય વહીવટ તો નહિ પણ જીતેલાં રાજ્યોને તેઓ યાતો ખાલસા કરતા યાતો ખંડીઆ બનાવતા.

પાટણ સર કર્યા પછી પોતાનો હેતુ બર આણવાને મુસલમાનોની જૂદી જૂદી ટુકડીઓ ગૂજરાતમાં ચોતરફ ફરી વળી. તેઓ ગામ લૂંટતા, બાળતા અને માણસોને બાન તરીકે પકડતા. કવિ પદ્મનાભ એવાં કેટલાંક ગામોનાં નામ જણાવે છે. તેઓનું લશ્કર અસાઉલિ (આશાપલ્લી?) ગયું હતું. એ કાળે અમદાવાદ અસ્તિત્વમાં નહોતું. ત્યાર કેડે પુરાતન શહેર ધોળકાનો વારો આવ્યો. પાંડવની નિશાળ નામે ઓળખાતી હિંદુઓની જગાની મસ્જીદ બની. ત્યાંથી તેઓ ખંભાયતના પ્રખ્યાત બંદરને લૂંટવા ગયા. મુસલમાન તવારિખ લખનાર નસરતખાન ખંભાત ગયો હતો એમ કહે છે. અહીંથી જ ભવિષ્યમાં અલ્લાઉદ્દીનનો પ્રાણ લેનારો ગુલામ કાફુર હજાર દીનારી મળ્યો હતો. ખંભાતમાંથી મુસલમાનોને અનરગળ દ્રવ્ય સંપાદન થયું પદ્મનાભ ત્યાર પછી સુરત અને રાંદેરનાં નામ આપે છે અને બીજાં પણ કિનારાનાં શહેરો લૂંટયાનું મોઘમમાં કહે છે. તેમણે ભરૂચ, વલસાડ અને વખતે સંજાણ પણ લૂટયું હશે. મુસલમાનોએ વડનગરને ઉધું વાળ્યું હતું તે અને મોઢેરાને ઘેરો ઘાલી, તહ કરી, દંડ લઈ પછી વિશ્વાસઘાત કરીને તેને લૂંટીને પાયમાલ કર્યું હતું તે વાતો તો જાણીતી છે. સંખેશ્વર પાર્શ્વનાથ વગેરે ચુંવાળની જગાઓની પણ એવી જ વલે થઈ હતી. અલ્લાઉદ્દીનનો એવો સિદ્ધાંત જ હતો કે કાફરો પાસે પરાણે ગુજરાન થાય એટલું જ રહેવા દેવું. તેમની પાસે જમીન પણ તેઓ બાદશાહની જમા ભરે અને પરાણે પોતાનું જીવન ચલાવે એટલી જ રાખવી. ગૂજરાતની લૂંટોમાં તેમણે શું કર્યું હશે તેનો સહજ ખ્યાલ પદ્મનાભના શબ્દોથી થાય છે. કવિ કહે છે કે બધુંએ સાંભરી લીધું! ચાંપાનેરને પણ વેઠવું પડયું. અમે ક્ષેપક ગણેલા કેટલા ભાગ ઉપરથી જણાય છે કે તેઓએ કાનમ, ચિડોત્તર, બાવનખેડ વગેરેનું સત્યાનાશ વાળ્યું હતું. કેટલાંક નામ ગણાવીને કવિ ટૂંકામાં પતવે છે કે ગૂજરાત બહુ વિસ્તારવાળું છે એટલે તેનો પાર શી રીતે આવે? દાહોદ પાસે જેસાવાડા આગળ અને મહીસા આગળનાં ખંડેરો, ખંડન કરેલી મૂર્ત્તિયો અને લોકોક્તિયો અદ્યાપિ એ લૂટોની ગવાહી પૂરે છે.

ગૂજરાતને નિસ્સત્વ કરીને ખાન સોરઠ તરફ ગયો. સોરઠ શબ્દ અહીં આખા કાઠીઆવાડના અર્થમાં વાપર્યો છે. સોરઠમાં તેણે લૂંટેલાં ગામોનાં નામ ગણાવતાં કવિએ કાંઇ ક્રમ રાખ્યો હોય એમ જણાતું નથી. મયગલપુર કે મેલગપુર શિવાય ગણાવેલાં બીજાં ગામો હાલ અસ્તિત્વમાં છે. કવિના

વર્ણનથી સોરઠની ફળદ્રૂપતા જણાઈ આવે છે. સોરઠમાં મુસલમાનોની સામે કોઇ થયું હોય એમ જણાતું નથી. પણ બધી લડાયક જાતો શ્રી સોમનાથનો બચાવ કરવાના ધર્મયુદ્ધ સારૂ ત્યાં એકઠી થઇ હતી. વાળાઓ વાજાઓ, જેઠવાઓ અને ચુડાસમાઓ ત્યાં તૈયાર હતા. દ્વીપકલ્પના મોટા ભાગને પોતાનું નામ આપનારા ઝાલાઓનું નામ પદ્મનાભ આપતો નથી.

તુમુલ યુદ્ધને અંતે મુસલમાનો જીતે છે અને પ્રખ્યાત જ્યોતિર્લિંગનો નાશ કરે છે. આ જગાએ બીજા દિવસના યુદ્ધમાં મહામાત્ય માધવ મરાયો. કવિ એની તરફનો પોતાનો તિરસ્કાર એને સહુ અનર્થનું મૂળ કહીને જણાવે છે. પોતાના કાવ્યના આરંભમાં જ માધવને માટે કવિયે કાઢેલા ઉદ્ગાર તે કાળની પ્રજાનો માધવના કૃત્ય માટેનો અભિપ્રાય દર્શાવે છે. નાંદોદ તરફ કહેવાતી 'અલાદિયો ખૂની અને માધા બોળુ' એ લોકોક્તિ પણ એની પ્રતિ લોકની લાગણી કેવી હતી તેની પ્રતીતિ આપે છે.

આવ્યા તે રસ્તે ન જતાં સોરઠમાંથી મુસલમાનો જૂના રસ્તા તરફ વળે છે. માર્ગમાં કચ્છ, કંથકોટ, ગેડી અને ઠક્કા વગેરે થથરાવીને તેઓ આગળ ધપે છે. કવિ તો કહે છે કે તેઓ રસ્તો ન આપ્યો તેનું વેર લેવા ઝાલોર જ જતા હતા. મુસલમાન લશ્કર આવ્યું જાણી કાન્હડદે તેની સામે લઢવા જાય છે. કાન્હડદે ઘાટ આગળ રહે છે અને બીજા સાંમતો અગાડી જાય છે. એવામાં બાતમી મળે છે કે મુસલમાનો સિરાણે છે. હવે આ બાબતમાં વિચારવા જેવું છે કે ઝાલોર પર ચઢી આવતા દુશ્મનોને દૂર જ ભેટી હરાવવાની ધારણાથી રજપૂતો આગળ જાય છે કે જીત કરીને સોમનાથને લઇને દિલ્હી જતા મુસલમાન લશ્કરને મારીને સોમનાથ છોડાવવા માટે પોતે જ છેડતી કરીને લઢવા જાય છે. મુસલમાનોને કનડગત કરવાની સોનગિરાઓની પરંપરા જ હતી. પૂર્વે પણ બે ત્રણવાર તેઓએ એવાં જ યુદ્ધ કરેલાં છે, એ અમે આગળ કહી ગયા છીએ. તો આ વખત પણ જીતથી ફુલાયલા લશ્કરને પૂરેપાંસરૂં ન જવા દેવું ધારીને સોનગિરાઓએ જ યુદ્ધમાં ઉતાર્યું હોય એમ પણ બને એવું છે. કવિ બાતમીદાર પાસે કહેવડાવે છે કે 'મુસલમાનો સિરાણે છે. એમની પૂઠ પકડીએ; નીકર એ લોકો દૂર જતા રહેશે.' જો ઝાલોર જ આવતા હતા તો દૂર ક્યાં જાય? શું કરવા જાય? ઘણી તપાસ કરતાં એ સિરાણાનું સ્થળ નક્કી થઇ શક્યું નથી. કંથકોટથી ઝાલોર જતાં સિરાણા રસ્તામાં ન આવતું હોય તો

વખતે અમારૂં અનુમાન ખરૂં હોય. છતાં જ્યાં સુધી સિરાણાનું સ્થળ નક્કી નથી થયું ત્યાં સુધી કશું નક્કી કહી શકાતું નથી. આ યુદ્ધ સિરાણે થયું, અને મુસલમાનો હાર્યા.

આ હારની ખબર સાંભળીને સોનગિરાઓને સિકસ્ત આપવા બાદશાહ નાહરમલીક અને ભોજલુ ખાંડાધર એમની સરદારી નીચે બીજું લશ્કર મોકલે છે. આ લશ્કર પાધરૂં સમિયાણા જાય છે. સમિયાણાનું જ નામ સીવાણા છે. એકલે હાથે મુસલમાનોને જીતવાનું માન ખાટવા દેવાને કાન્હડદે પોતે અલગ રહે છે અને સમિયાણાનો થાણી સાંતલસિંહ જે એનો ભત્રિજો હતો તેજ પોતે નાહરમલીકના લશ્કરપર હૂમલો કરે છે. નાહરમલીક હાર ખાઇને અગર યુદ્ધકળાને અનુસરીને પાછો હઠે છે અને થોડીકવાર ખમીને સમિયાણાને ઘેરો ઘાલવા પાછો આગળ ધપે છે. આ વખતે કાન્હડદે આવે છે એ અને સાંતલ બન્ને સામસામી બાજુથી હલ્લો કરે છે. સારી રીતે બચાવ કરતાં છતાં મુસલમાનો હાર પામે છે અને નાહરમલીક અને ભોજલુ બન્ને મરાય છે. આ હારથી બહુ ગુસ્સે થઈ પાદશાહ બીજા મલીકોને મોકલે છે અને પોતે પણ ચઢે છે. તેઓ આવીને સમિયાણાને ઘેરો ઘાલે છે. કવિના કહેવા પ્રમાણે સાત વરસના ઘેરાને અંતે એ ગઢ પડે છે. અમીર ખુશરૂની 'આશિકામાં' સીવાણા આગળ પાંચ છ વર્ષ ઘેરો રહ્યો એમ કહ્યું છે. સાંતલસિંહને એમાં 'સતલ' કહ્યો છે અને એનાં અને એના લશ્કરનાં વખાણ કર્યાં છે. એ કહે છે કે પાંચ છ વર્ષ ઘેરો રહ્યો પણ એના ગઢનો અડધો બૂરજ પણ લેવાયો નહિ, પણ ખૂદ પાદશાહ ચઢ્યા કે એક જ હુમલે કિલ્લો તારાજ થઈ ગયો. પાદશાહ ગયાની સાલ ખુશરૂ સં. ૧૩૦૮ આપે છે. સન્. ૧૩૦૧ માં આ સ્વારી પ્રથમ ગઈ હશે અને ત્યાર પછી સાત વર્ષ એટલે ૧૩૦૮ માં ગઢ પડ્યો હશે. એ રીતે કવિના કહેવા પ્રમાણે સાત વર્ષની લઢાઈ પૂરી થાય છે. ગઢ પડવાનાં કારણ તરીકે કવિ કહે છે કે મુસલમાનોએ ગાયો કાપીને તેનાં ડોકાં કિલ્લા ઉપર એક જ સરોવર હતું તેમાં નાંખ્યાં હતાં એટલે પાણી વગર હેરાન થઇને રાણીઓએ ઝમોર કર્યો અને સાંતલસિંહે રજપૂતો સાથે કેસરીયાં કર્યાં.

સમિયાણા પડ્યા પછી પાદશાહ ઝાલોર તરફ પ્રયાણ કરે છે. ત્યાંથી એક ટુકડી બાહડમેર જઇને તે સર કરે છે. દુભાષિયાથી ભિન્નમાળની ખબર પડતાં લશ્કરની એક ટુકડી રાતોરાત જઇને તે શહેર લૂંટી લઇને બાળી નાંખે છે. સમિયાણા પડતી વખતે સરોવર દૂષિત કરવાની સલાહ

આપનાર ભાઈલુ જ આ ભિન્નમાળની ટુકડીમાં ગોરી મલીક જોડે જાય છે.

એક ટુકડી જે ખુડલી આગળ હતી તેમાં બાદશાહના આઠ મલીકો હતા. એઓને કાન્હડદેવના પાંચ પટાવતો હરાવીને મુસલમાન લશ્કરને તારાજ કરે છે. મલીકનેબ એ વેળા શિકારે ગયો હતો. તે કોલાહલ અને રણવાદ્ય સાંભળીને પાછો ફરે છે અને ખુડલીના તળાવે ત્રણ પટાવતોને સુભટો સાથે ભીના લૂગડાભેર ઠાર કરી બાદશાહી મેલાણ તરફ વળી જાય છે.

મલીક નેબની ગેરહાજરીમાં પાંચ પટાવતે મેળવેલી જીતની ખબર આગળથી મહીપ દેવડો ઝાલોર લેઇ ગયો હતો પણ પાછળ રહેલા પટાવતોની બિલકુલ ખબર પછીથી ન આવી તેથી ત્યાં શોક ફેલાઈ રહે છે. મહીપ દેવડો દીકરીના મ્હેણાથી બાદશાહી લશ્કર ઉપર પચાસ સુભટથી તૂટી પડે છે ને કપાઈ મરે છે. એ ઝપાઝપીમાં મલીક સરૂપ અને બસેં સિપાઈ રણમાં પડે છે. એ બનાવની ખબર થતાં જ બાદશાહ બહુ ખફા થઈ ઝાલોર તરફ પ્રયાણ કરે છે. તે વખત બાદશાહજાદી પીરોજા ઉર્ફે સીતાઈની હઠથી બાદશાહ વીરમદેવનૂં માગૂં કરે છે તે કાન્હડદે અને વીરમદે પાછૂં ઠેલે છે. આ બનાવ લગીર અજાયબ જેવો જણાય છે. પણ જ્યારે આપણે પૂર્વે બનેલા આવા જ બનાવ જોઇએ છીએ ત્યારે એમાં નવાઈ લાગતી નથી. નયચંદ્રસુરીના હમ્મીર કાવ્યમાં આવો જ બીજો બનાવ વર્ણવ્યો છે. એમાં હમ્મીર તરફથી ગએલા પટાવત રતિપાળને ફોડવાને અલ્લાઉદ્દીન ઘણી લાલચો આપે છે. તે રતિપાળને પોતાના જનાનામાં લઈ જાય છે અને પોતાની નાની બહેનની* જોડે ખાવા પીવા મૂકી પોતે ખસી જાય છે. માગું પાછું ઠેલાવાથી અપમાનથી ગુસ્સે થઈ બાદશાહી લશ્કર (સમિયાણાથી) રડ્ડદ્રે, ત્યાંથી ગોલે અને

---

*हम्मीर काव्य. १३-८१. હમ્મીર કાવ્યના સંશોધક રા. રા. નિલકંઠ જનાર્દન કીર્તને આ બનાવ ઉપર ટીકા કરે છે કે:—At first sight this statement might seem to be a fancy of the author intended to blacken the character of the victor But we read that such things were quite possible in the tribe to which the conqueror belonged. A slipper at the door of his wife's room is a signal well understood by a husband in this tribe, at the sight of which he immediately takes care to retire from the house. See Tod, Vol. I. p. 56.

ત્યાંનું ઉપડયું ઝાલોર આવીને કાન્હમેર બુરજ સામે સુંદર સરોવર ઉપરે પડાવ નાંખે છે. સાત દિવસના રતોવાઈ છાપાથી બાદશાહી લશ્કરની દહાડાની મ્હેનત રાતે બરબાદ જાય છે અને ૧૨૦૦ મુસલમાન સિપાઇઓ માર્યા જાય છે.

આઠમે દિવસે બાદશાહ સ્વપ્નામાં વાસુદેવ ભગવાનનાં દર્શન થયાથી અને લશ્કરમાં ઉલ્કાપાત થયાથી ઘેરો ઉઠાવી પાછો વળે છે. જતાં જતાં વીરમદેને તેડવાને ગોલ્હણશાહને મોકલીને ગૂજરાત આપવાની આશા આપે છે. કાન્હડદેવે તેની અવગણના કરવાથી તે ઝાલોરથી ઉતરી આવે છે અને વાલૂહીએ જઇને બાદશાહને મળે છે. ત્યાંથી લશ્કર સૂંદ્રડી, ત્યાંથી ગઢી અને ત્યાંથી મેડતા ગયું. દરમ્યાન મેડતેથી પુનોલે મોકલ સરોવરે ૨૦૦૦૦ અસવાર સાથે સમસખાન શિકારે આવ્યો હતો તેને વીરમ આઠ તુકડીએ સામટો હુમલો કરી હુરમ સહિત કેદ પકડે છે. હમ્મીરદેવે × પોતાના લશ્કરની આઠ જૂદી જૂદી ફોજો કરીને આઠે દિશાએથી મુસલમાનો ઉપર હુમલો કર્યો હતો, તેમ વીરમદે પણ તેની તેજ ગોઠવણથી જય મેળવે છે.

બાદશાહજાદી પોતાને ઝાલોર મોકલવાની હઠ લે છે. બાદશાહ દાસ દાસીઓ સાથે તેને ઝાલોર મોકલે છે. બાદશાહજાદીનું ઝાલોરમાં સારૂં આતિથ્ય થાય છે અને ઘણી ભેટ સોગાદ મળે છે. બાદશાહજાદી પોતાનાં બ્હેન, બનેવી ને બે ભાણેજને છોડવી, રજપૂતોએ લીધેલા હાથી વગેરે પાછું લાવે છે. તેમજ રતોવાઈ છાપો નહિ મારવાનું વચન લેઈ પાછી આવે છે. બાદશાહ તરફથી તે બદલ ફરી લશ્કર લેઇ ખુદ બાદશાહ લઢવા આવવાની કબૂલત આપી આવે છે.

બાદશાહી લશ્કર મેડતેથી હરસુર અને ત્યાંથી શંભર પહોંચ્યૂં તેટલામાં બાદશાહજાદી ઝાલોરથી આવી મળે છે. તેઓ સંભરથી અંબેર અને બીજે મુકામે દિલ્હી પહોંચે છે.

શાહજાદીને મ્હોડે થયેલી કબૂલત પ્રમાણે બાદશાહ પોતાના નવ મલીકને ઝાલોરે લઢવા મોકલે છે. સાથે બાદશાહજાદી તરફથી દદા સનાવર પણ જાય છે. લશ્કરની ખબર જાણવાને જોજને જોજને ઢોલ અને અસ્વાર રખાવે છે.

મેડતે નવ લાખ લશ્કર એકઠૂં મળે છે ત્યાંથી ગોલ્હણશાહ બાદશા-

---

× જૂઓ हम्मीर काव्य ११।३।

ઉને શરણે આવવાનું કહેણ લઇને ઝાલોર જાય છે. કાન્હડદે તેની ભારે અવગણના કરે છે અને લઢવા આવવાનું કહાવે છે.

અહિં કાન્હડદે ગામે ગામ તેડાં મોકલી લસ્કર એકઠું કરે છે. સાચોર, ચરાદ, કાકનેર, કંથકોટ, ગઢી, અમરકોટ, વીકમપુર, જેસલમેર, વાઘણહુર, પારકર, પૂગલ, મરોટ, ધાણક, પોખર, આલ્હણકોટ, કચ્છ, જાગલૂ, જાસેહર, સારણિ, ચેત્રા, નાઇસર, જિહલવાડુ, દેનેર, કઇલિવાડુ, બાહડમેર, સિંધુ સવાલખ, નરવર, ખમાલ, નાખરૂં, ટૂકટોડુ, સોજિત, બારહુ, પાદ્રહુ, ગિરહુ, રંછેલિ, ડોડિઆલિ, રાણિક, કાછેલિ, ધાટુ, સીસુદુ, છેવાણ, ભાઇલ, બોરી, માહુ, ચડાઉલિ, ચાંગુ, આબુ, ત્રસાંગમુ, દાંતુ, ભેલડી, પોસીના, સીહુર, તારંગુ, પાલ્હણપુર, સમિયાણા, રહુદ્રા, રોહાવિ, મહેવા, ભાદ્રાજણ, મંડોહર, વગેરે સ્થળે જાસુસો મોકલે છે. નવે કોટના રજપૂત રાણાઓને તેડાવે છે.

કાન્હડદેના ત્યાંથી પાછો આવેલો ગોલ્હણશાહ નવ મલીકને તેની તૈયારીની ખબર આપે છે. લસ્કર મેડતેથી ઉપડી સિઉંદ્રડી આવે છે. પચ્ચીસ હજાર અસવાર અને પચાસ હજાર પ્યાદળ સાથે માલદેવ આવીને વાડીએ પડે છે અને વીરમદે કુંવર ભદ્રાજણ મૂકામ કરે છે. ચાર વરસ લઢાઈ ચાલ્યા પછી સરખે સરખાં લસ્કરે લઢવાનું ઠરાવતાં એક વરસની અંદર માલદે અને વીરમદેના રજપૂતો ખપી જવાનો વખત આવે છે. (બેશક મુસલમાનો બમણા પડ્યા હતા.) તે ઉપરથી કાન્હડદેવે માલદે અને વીરમદેને ઝાલોર પાછા તેડાવ્યા. પાંચમે વરસે બાદશાહી લસ્કર પ્રાદલ થઈ ઉડવ ગયું.

કાન્હડદેવે માલદેને ૨૫૦૦૦ સવાર અને ૫૦૦૦૦ પ્યાદળ આપીને તુર્કના લસ્કરમાં ત્રાસ પાડવા અંબેર મોકલ્યો. આણી તરફ બાદશાહના ફરમાનથી કમાલદીને આવી સુંદર સરોવરે પડાવ નાંખ્યો ને ઝાલોરને ઘેરો ઘાલ્યો. કાન્હડદે રાવળે ભીલ કાન્હ ઊલીચાને બોલાઇની વાડી તરફથી ઉતારી નિજામદીન મલીકના સામે ઉદલપુર મોકલ્યો. ખરે બપોરે લદાઈ થઇ તેમાં મલીક મરાયો ને હુરમ પકડાઈ તેને અને હાથી ઘોડાને કબજે કરી ઉદલપુરના ડુંગરે કાન્હ ઊલેચો ચઢી ગયો. લૂણકર્ણ ઊલેચાના સામો જાય છે. ઊલેચો જાબાલિકુંડવાળા શોભિત બુર્જની બારીથી દાખલ થઈ રામપોળે જઈ રાજાને જુહારે છે.

બાદશાહે ખાનજિહાંની સરદારી નીચે બ્હાર મોકલી. તે પોતે પણ ચડયો અને બહાદુરપુર આવ્યો. એને વધાવી લેવા માલદે અંબેરમાં તૈયાર

જ હતો. કેટલીક વાર લડાઈ ચાલ્યા પછી બાદશાહ થાકી દિલ્હી પાછો વળી ગયો.માલદે તરત અંબેર છોડી વનાદે આવ્યો. ખાનજિહાં બ્હાર સેઇને આવ્યાની એને ખબર પડી હતી. કાન્હડદેવની આજ્ઞાથી તે બાહારમેર રહીને તુર્કોને સતાવવા લાગ્યો. દરમ્યાન મુસલમાનો ઘેરો ઉઠાવીને ગયા હોય એમ જણાય છે કેમકે મલીકના ફરમાનથી તેઓ ફરી ઘેરો ઘાલે છે એમ પદ્મનાભ કહે છે.

જે વખત સીહમલીક કેદમાં હતો તે વખતનું ઓળખાણ કાઢીને મલીક વીકા સેજવાળને નાટરટકની વાવે મળવા બોલાવે છે. અડધી રાત્રે સંતાતો સંતાતો વીકો આવે છે. તેને ફોડવાનું કરે છે. પ્રથમ તો વીકો તેને જતા રહેવાનું કહે છે પણ પછીથી ઝાલોર મળવાના લોભથી તેમજ બીજી લાલચોથી અને સોનાના ટકા આપ્યા તેથી ઝાલોરનો છૂપો રસ્તો બતાવીને રાત્રે હલ્લો કરવાનો બેત રચે છે. વીકો ઘેર જઈને પોતાને થયેલા લાભની વાત પોતાની સ્ત્રી હીરાદેવીને કહે છે, જે એનો તિરસ્કાર કરે છે અને ત્રાંબાનું વાસણ પાસે પડ્યું હતું તે મારે છે જેથી વીકો મરી જાય છે. હીરાદેવી તરત જ રાજા પાસે જઈને પોતાના ધણીની બેવફાઈની વાત કહી દે છે. એટલામાં તો મુસલમાનો ચઢી આવે છે.

સામો કાંધીલ ઉલીચો કમર બાંધે છે, તે સીહમલીકને મારે છે. કાંધીલના આઠ પહોરના યુદ્ધમાં ૪૦૦૦ રજપૂતો અને ૧૨૦૦૦ મુસલમાન માર્યા ગયા. સવારે કાન્હડદે કોટ ઉપરથી આ યુદ્ધ જુવે છે અને સાબાશી આપે છે. છેવટે પાંચસે રજપૂતોને લઈને કાંધીલ મુસલમાનોમાં પડીને કપાઈ મરે છે. તે જ વખત કાન્હ ઉલીચો મોખરે આવીને બે પહોર સુધી લડ્યો અને ઘણા ઘાથી વિંધાઈને રણ પર પડ્યો. અરધી રાત્રે કાંધીલ અને કાન્હ ઉલીચો પડ્યા પછી જયત દેવડા મોખરે થઈ લડીને મરણ પામે છે. પાછલી રાત્રે જયત વાઘેલો આગેવાન થઈને લડે છે. એના મરણ પછી ઉગતે સૂર્યે લૂણ-કર્ણ પ્રાણ સમર્પે છે. ત્યાર પછી અરજણ વાઉલાએ ટક્કર લીધી. હવે અંત પાસે આવ્યો જાણીને ઝાલોરમાં ઝમોર મંડાયા. બધી દોલત, હીરા-માણેક સુવર્ણપુરૂષ વગેરે વાવમાં નંખાવી દીધું. ઝમોરના ભયંકર અગ્નિથી છેક સાચોર સુધી અજવાળું થઈ રહ્યું. કાન્હડદેવે વીરમકુંવરને રાજ્યા-ભિષેક કર્યો. ખુદ કાન્હસ્વામીના દેવળ ઉપર મુસલમાનો હલ્લો લઈ ગયા એટલે તે કેસરીઆં કરે છે. કવિ કહે છે કે મેં કહેવાતું સાંભળ્યું છે કે તે દિવસ પચાસ મુગટધારી રાવતો પડ્યા; રાજાના અંગરક્ષકો પડ્યા; ભલા ભલા ગરા-

સીઆઓએ રાજાનું લૂણ હલાલ કર્યું અને પ્રાણ આપ્યા. અહીં કવિ રણાંગણ પરથી જતા રહેનારનાં પણ નામ ગણાવે છે. છેવટે સંવત ૧૩૬૮ ના વૈશાખની શુદ પાંચમ ને બુધવારે કાન્હડદે સ્વર્ગે ગયો.

મરતાં ઉગરેલા શૂરવીરો ફરી લઢવા ગયા. તુમુલ યુદ્ધ મચી રહ્યું પણ બાજી પલટાઈ ગઈ. જીતવાની આશા ન રહેવાથી વીરમદેવની રાણીઓએ ઝમોર કર્યો. મુસલમાનો જીવતો ન પકડે માટે વીરમદેવ પોતાના પેટમાં કટારી મારી ઉપર બખ્તર બાંધી લઇને લઢવા ચઢ્યો. સાડાત્રણ દિવસના રાજ્ય પછી ભયંકર યુદ્ધને અંતે વીરમદે પડ્યો ને ઝાલોર પણ પડ્યું. લઢાઈ પછી મલીકો ગઢ ઉપર ગયા. વીરમદેવને જીવતો પકડવાની તેમની આશા ફોગટ ગઈ. અંગના એંધાણથી એને ખોળી કાઢ્યો. સાથે આવેલી દદા સનાવર વીરમનું માથું સુગંધીદાર પદાર્થમાં મૂકી બાદશાહજાદીની આજ્ઞાઅનુસાર દિલ્હી ગઈ.

માથાને હજૂરમાં લઈ ગયા. ત્યાં બધાં જોવા મળ્યાં. બાદશાહજાદીએ એને અગ્નિ સંસ્કાર કરાવ્યો. બાદશાહજાદીની માનું હૃદય ભરાઈ આવ્યું. બાદશાહજાદીએ માની રજા લીધી અને પૂર્વે કહ્યા પ્રમાણે જેઠ મહિનામાં જમના નદીમાં ઝંપાવીને પ્રાણ ત્યાગ કર્યો. આઠ મહિના પછી સુલતાન સ્વર્ગે ગયો.

આ પ્રમાણે પ્રબંધ પૂરો થાય છે. જાહોજલાલીવાળું ઝાલોર પડ્યું અને ચોહાણોનું રાજ ડગમગી ગયું. હાલ ઝાલોર ચોહાણોના હાથમાં નથી. જોધપુરના રાઠોડ રાજ્યકર્ત્તાઓની ત્યાં આણ ફરે છે અને એક વખત રાજધાનીનું શહેર હાલ જોધપુરના એક તાલુકાની પદવી ભોગવે છે.

કાન્હડદેને અને અલ્લાઉદ્દીનને આવતાં સ્વપ્નાં, દેવદેવીઓનાં સાક્ષાત્ દર્શન, ઉલ્કાપાત, ઉંડાં ગયેલાં પાણી મંત્રોપચારથી ઉંચે આવવાં વગેરે વાતો કવિએ પોતાના કાવ્યમાં ચમત્કારરૂપ ઉમેરી જણાય છે.

✓ પદ્મનાભ કવિ વીસલનગરા નાગર હોઇને ઝાલોરના ચોહાણ રાજા અખેરાજના રાજ્યકવિ હતા. વીરમદેવ પછી મેગલદેવ, પછી અંબુરાજ, પછી ખેતસી અને તેના પુત્ર અખેરાજ. એમ અખેરાજ કાન્હડદેથી પાંચમી પેઢીએ થયો હતો. અખેરાજની આજ્ઞાથી કવિયે ચોહાણ કુળની કીર્ત્તિ ગાઈ છે. સંભળાય છે કે પદ્મનાભની બીજી કવિતા છે, પણ તે અમારે હાથ આવી નથી. વળી એક વૈષ્ણવ કવિ પદ્મનાભનું નામ જણાયું છે તે આજ

કે બીજા તે નક્કી નથી. પ્રબંધ ઉપરથી જણાય છે કે કવિને રજપૂતસ્થાનના ઇતિહાસનું અને ભૂગોળનું સારૂ જ્ઞાન હતું. બીજા દેશના ઇતિહાસની વાત કરતાં કાંઇક ભૂલ થાય છે.

કાન્હડદે પ્રબંધની ભાષા, લોકભાષા એટલે વ્યવહારૂ, પ્રબંધને ઘટે તેવી છે. સાદી ભાષા, રસની જમાવટ અને દેશાભિમાન અને ધર્માભિમાન ઠેકાણે ઠેકાણે દીપી રહે છે; ચઢાઈ, યુદ્ધ વગેરે પ્રસંગનું વર્ણન એવી ભભકભરી અને જુસ્સાદાર વાણીમાં કર્યું છે કે વાંચતાં આપણે તન્મય બની જઇએ છીએ. આવી કવિતા લખનારની બીજી કવિતા હોવી જોઇએ ખરી.

પ્રાચીન અને નવીન ગુજરાતી સાહિત્ય પ્રકાશમાં લાવનાર અને ખીલવનાર સમશેર બહાદૂર સેના ખાસ ખેલ **શ્રીમન્મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે** આ ગ્રંથને પણ તેમની હમેશની ઉદારતા પ્રમાણે સારૂં ઉત્તેજન આપ્યું છે તેટલા માટે હું તેમનો આભારી છું. સદરહુ ઉત્તેજન મળવામાં મે. નાયબ દિવાન મનુભાઈ નંદશંકર મ્હેતા અને વિદ્યાધિકારી મે. અ.મ.મસાણી સહાયભૂત થયા છે તેથી તેમનો પણ ઉપકાર માનવો ઘટે છે.

જૂની પ્રતો મેળવી આપવામાં સહાય કરવા બદલ પુનાની ડેકન કોલેજના પ્રોફેસર પે. અ. વાડીયા અને થરાદના કારભારી રા. રા. પુરૂષોત્તમરાય ભવાનીશંકર વ્યાસનો, તેમજ બીજી કેટલીક સૂચના સારૂ જોધપુરના વિદ્વાન ન્યાયાધીશ મુનશી દેવીપ્રસાદજીનો આભાર માનતાં મને આનંદ થાય છે. મારા મિત્ર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની વખતોવખતની સલાહ અને મદદ કૃતજ્ઞાપૂર્વક કબુલ કરવી જોઇએ. બીજા પણ ઘણા મિત્રો જેમણે કાંઈ કાંઈ સૂચના કરી છે તે માટે તેમનો ઉપકાર માનું છું.

આ આવૃત્તિ દોષ રહિત નથી. મને પોતાને કેટલીક ખામીઓ જણાય છે, તો ખામી જ જોનારના વિશે તો શું કહેવું? ગૂજરાતી વાંચનારી પ્રજા આ આવૃત્તિને જો ઉત્તેજન આપશે તો બીજી આવૃત્તિમાં કેટલીક સંદિગ્ધ બાબતના ખૂલાસા કરવાનું બનશે. કવિતાના રસિક પુરૂષો જેને પદ્મનાભની બાનીનો સ્વાદ લેવાની ઇચ્છા હોય, તેને સારૂ અમે કાન્હડદે પ્રબંધનો આધુનિક ગૂજરાતીમાં અનુવાદ કર્યો છે તે અવકાશે પ્રગટ કરીશું.

છેવટે મારી આ આવૃત્તિથી ગુજરાતી ભાઇઓને પદ્મનાભ કવિની મનોહર બાનીની લ્હેજત મળવામાં સહજ પણ સુગમતા થઈ હશે, તો હું પોતાને કૃત્યકૃત્ય માનીશ.

# कान्हडदे प्रबन्ध.

## प्रथम खण्ड.

॥ दुहा ॥

गौरीनंदन वीनवूं, ब्रह्मसुता सरसत्ति;
सरस बन्ध प्राकृत कवूं, दिउ मुझ निर्मल मत्ति. ॥१॥

आदिपुरुष अवतार धुरि यादवकुलि जयवन्त
असुरवंस निकन्दीउ, ते प्रणमूं श्रीकन्त. ॥२॥

जिणि जमुनाजलि गाहीऊं, जिणि नाथीउ भुयङ्ग,
वासुदेव धुरि वीनवूं, जिम पामूं मन रङ्ग. ॥३॥

पद्मनाभ पण्डित सुकवि, वाणी वचन सुरङ्ग;
कीरति सोनगिरा तणी तिणि उच्चरी सुचङ्ग. ॥४॥

जाल्हुर जगि जाणीइ, सामतसी सुत जेह;
तास तणा गुण वर्णवूं, कीरति कान्हडदेह. ॥५॥

नवकोटी नामे भणूं मारूआडि घण देस;
धण कण वरि सविकहि तणे कप्पड कणय सुवेस. ॥६॥

---

१ क ख घ यु. च सरसत्य, मत्य. २ ग वंश, च धरि. ३ क ख भुअङ्ग. ५ ग तणु गुण; कान्हडदेव. ६ ग धण कंचण घरि घरि घणां.

कणयाचल जगि जाणीइ ठाम तणु जाबालि;
तहीं लगइ जागि जालहुरं जण जम्पइ इणि कालि. ॥७॥

कुल कीरति आगइ घणी; वंस विशुद्ध वखाण;
राजहंस रलीआमणा सोनगिरा चहूआण. ॥८॥

कान्ह तणइ संपत्ति इसी जिसी इन्द्रह घरि रिद्धि;
सवे दिवसि वासु वसइ राजभवनि नव निद्धि. ॥९॥

प्रीति सहोदर स्यूं घणी, मालवदे मतिमन्त;
कूंयर वीरमदे वली जाणि जगि जयवन्त. ॥१०॥

हठ कीधु सुरताण स्यूं तास कथा संबन्ध
चाहूआण गुण वर्णवूं पुहविं प्राकृत बन्ध. ॥११॥

राजनीति जाणइ घणी रूपि सुहावि अङ्ग;
राज करइ घरि आपणइ चाहूआण नवरङ्ग. ॥१२॥

॥ चउपई ॥

तिणि अवसरि गूजरधर राइ सारङ्गदे नामि बोलाइ.
तिणि अवगाणिउ माधव बम्भ तांहि लगइ विग्रह आरम्भ. ॥१३॥

रीसावीउ मूलगु प्रधान करी प्रतिज्ञा नीम्यूं धानः
'गूजरातिनूं भोजन करूं जु तुरकाणूं आणूं अरहूं.' ॥१४॥

माधव महिनइ करिउ अधर्म; नवि छूटीइ आगिलां कर्म.
जिहां पूजीइ सालिग्राम, जिहां जपीइ हरिनूं नाम, ॥१५॥

---

८ घ राज करइ घरि आपणे. ९ ग वासिं वसि. १० ग. मालदेव घ मालदे. च सिउ. ११ ग आपणि. १३ ग तेणि दिवसि गूजर. १४ अहरूं; च गूजराति (रही) भोजन. १५ ख पूजीजइ, जापिजइ, ग आगिनां.

जिणि देसि कीजइ जाग, जिहां विप्रनइ दीजइ त्याग,
जिहां तुलसी पीपल पूजीइ, वेद पुराण धर्म बूझीइ, ॥१६॥
जिणि देसि सहू तीरथ जाइ, स्मृति पुराण मानीइ गाइ,
नवखण्डे अपकीरति कही,—माधवि म्लेच्छ आणिया तहिं. ॥१७॥
चालिउ माधव ढीली भणी भेटि अपूरव लीधी घणी;
विषम वाट उल्लङ्घ्या देस, नयर-योगिनी कीध प्रवेस. ॥१८॥

पहिलुं जई मिलीउ दीवाण; साची वात सुणी सुरताणि.
अलावदीन वडु सुरताण, वणि देसि वरतावी आण. ॥१९॥
धरी भेटि घोडानी लास मीर ऊंबरे करीं अरदासः—
'वडु मुकद्दम माधव नाम पानसाहनि करि सलाम.' ॥२०॥
जाण्यूं परदेसी परधान; असपति राइं दीधूं मान
पूछइ वात पातसाह हसी:—'गूजराति ने कहिइ किसी ? ॥२१॥
किस्यूं खम्भायत, अणहलपुर ? किस्यूं दीवगढ, मांगलउर ?
झालावाडि, सोरठ छि किसी ? एह राउत सुणीइ साहसी.' ॥२२॥
इस्यूं सांभली सरुइ सादि माधव वम्भ करइ फरीआदि:
'खित्री तणु धर्म लोपीउ, राउ करणदे गहिलु थयु. ॥२३॥
एहवु अङ्ग तणु अनुराग, नितु नितु मच्छ करइ वछनाग.
विण पडीआर पटु कर वहइ; न को अङ्गरख जमलु रहइ. ॥२४॥
मरण तणि भयि भोजन वार वासी चाटुउ धरइ सूआर.
पहिलु राइं हूं अवगणिउ; माहरु बन्धव केसव हणिउ. ॥२५॥

---

१६ क ख षटदर्शन, तलसी च तुलसी पीपलु. १७ ग तीरथनाई, मेछ. १८ ग कीधी घणी २० क कुर्दम. ख मुकुर्दम. २१ ग केही. २२ ग खंभाइत. घ खंभावित च. झालाधाडि गोहिलवाडि कसी २५ ग मरणे भूप भोजन वार, वासि वाउ धरि सूयार.

तस घरणी घरि राखी राइ. ए वडु रोस न साहिणुं जाइ.
गूजराति स्यूं मांडिसि कलहु माहारइ साथि कटक मोकलु ॥२६॥
ढूंडी हींदू घालइं रानि, एक मारूं एंक झालइं बान;
खूनकार तूं साचूं जाणि, गूजराति लेई आपूं प्राणि. ॥२७॥
ततखिण तूठउ असपति राउ; तस आप्युं पश्चाङ्ग पसाउ.
दीआ ऊतारा पाणी धान. तिड्या पातसाहइ परधान. ॥२८॥
जालहुर भणी सीखामणि दीइः—'चाहूआण जई इम पूछीइ,
तूं ताहरुं भोगवि पाट, लसकर आलइ सूधी वाट? ॥२९॥
सुरताणनी वाणी सुणी ग्या परधान कॉन्हडदे भणी,
पातसाहनी पिहिरामणी तव धरावु सिम्भरनु धणी. ॥३०॥
कहइ प्रधान 'ऊंधारु राइ! भणी सूरठ तुरकाणूं जाइ.
बीजी भूमिं दोहिला घाट; पातसाह मागइ आ वाट.' ॥३१॥
सभा सिद्ध रा बोलइ मर्मः—'एतां नहीं अह्मारु धर्म.
भाजीइ गाम झालीइं बान, अवला तणा त्रोडीइं कान, ॥३२॥
जिहां पीडींइं विप्र नइ गाइ, तिहां वाट नवि आपइ राइ.'
वल्या प्रधान, न सीधूं काज, हईआडि घणी ऊपनी लाज. ॥३३॥
वीनवीआ जई नइ सुरताणः—'कान्हडदे नवि मानि आण.
चडी वात घणेरइ प्राणि.' नीसासु मेहलु सुरताणि. ॥३४॥

॥ पवाडु. ॥

वडु वीर वख्यात वदीउ महमूद साहनु केडुः
'अलूखान वलवन्तु वन्दउ महुल मांहि तेडु. ॥३५॥

---

२६ ख तास घरणी. ग तेह घरणी २८ ग दिंव, पसात, २९ ग चालि, च हुइ, लश्कर जाशि. ३० ख धरावीउ, च उधरावि. ३२ ग जिहां भाजइ गाम.

अलूखान वलवन्तु वान्दु तास दीॲुं फुरमाण;

गूजराति ऊपरि दल न्युंधा; वीडॲुं दीॲुं सुरताणि. ॥३६॥

माधव महितु साथि मोकल्यु पोसातु परधान;

मोटा मीर मलिक मेलावइ दीधा खोजा खान. ॥३७॥

अलावदीन पातसाह पोहु, कान्हडदे चहूँआण,

गढ जालहुरि हूड गढरोहु; नेह हुं कहूं वखाण. ॥३८॥

गूजराति सोरठ सोमईआ वाहरि विसमूं वीतूं;

भडकमाडि राउलि हठ कीधउ, अलूखान दल जीतूं. ॥३९॥

डहली, दोर, सॉवान सिराचा कटक तणा सिणगार;

वडीॲा जोयण सांढि पहलाणि, पूटइ परठइ भार. ॥४०॥

कोटि घणी घूघरी वाजइ; रव्वारी असवार;

पहिलइ दमकइ सहू चालइ, वडी न लागइ वार. ॥४१॥

फारुकी हाथी नइ वली हवसी वीहामणा वङ्गाल;

पाला पुलि पटावत काहर भोइ नव लाभि पार. ॥४२॥

रांध्यां धान चालतां खाइ भठिआरा तव्वाक. ५।०७

चाल्यां कटक पेसरा पूठा मांहि म्लेच्छना लाख. ॥४३॥

मदिमाता मयगल सिणगार्या पूठि चड्या पूंतार.

लीधां पाखर नइ कठपञ्जर घण्टा रणरणकार. ॥४४॥

ऊपरि चड्या न मानइ अङ्कुस, एहवा गज रोसाल;

सवि सारसी करता चालइ जेहवा परवत माल. ॥४५॥

---

३६ ख तासु दीधउ, ३८ ग हऊउ. ४१ ग पेसरु चालिउ लाई-वार. ४२ ग भारक भाथा अनि हवसी; पाला पुलि पटाई काहल भोई नि बहुयाल. च भाथी. ४३ ग पेसरु पूठि मेछना. ४४ ग घंटारव झणकार.

घोडा तणी फोज जूजूई, तेह न लाभइ पार;
ऊवट वाटि ऊपड्या चालइ खान तणा तोखार. ॥४६॥

त्रणगां ढोल नफेरी वाजइ, काहल नि नीसाण.
जिहां जिहां झाझां खड नइ पाणी, तिहां तिहां दीइ मेहलाण. ॥४७॥

आगलि थिका कुद्दालीआ चालि, भञ्जी कराई वाट;
आरहंडे पाहणा घणि भांजी कीधउ माधव वाट. ॥४८॥

आगलि थिकां वागडु सावज वाटि नाठां जाइ;
विसमी भूमि लेइ, चिहूदिसि हूडी धाडां धाइ. ॥४९॥

दीधी वाट समरसी राउलि; आव्या कटक वनासि;
गूजराति वूंबीआ पहुता; ततखिण पडीउ त्रास. ॥५०॥

ऊडी खेह थयूं अन्धारूं; गयणि न सूझइ भाण.
चाली दल मुहडासि आव्या; ढमढमीआ नीसाण. ॥५१॥

आव्या सुणी म्लेच्छ मूछाला रणि राउतवट कीधी;
वतड भणइ 'साहमा घा लेसीऊं;' अन्न प्रतिन्या लीधी. ॥५२॥

'आगइ अह्म वंस सूं वीनूं', छयल भणइ 'नवि छांडूं';
असपतिनां दल साहमु चालु लेई ऊघाडूं खांडूं, ॥५३॥

दीठा तुरक रह्या रणि थोभी, पिहुलुं काम ज सारि;
रोसि चडीउ रणि पेरण मांडइ, मारी माग देवारि. ॥५४॥

घडी बि चारि घणूं दल थोभ्यूं; वीर वावरइ लोह;
तुरक बचा मूंगल करकटीआ ऊपरि पाडि समोह. ॥५५॥

मारी म्लेच्छ पडन्तु दीठउ वतड, वखाणीउ खानिं;
जय जयकार हूउ, सरगापुरि वइसी गयु विमानि. ॥५६॥

---

४७ ग सलसल पाणी. ४८ ख कुद्दल. ग कुदाला. ४९ ग वंटि नाठां. ५० ग वूंबडीउ. ५१ ग मुढासि. ५२. ग मेछ. पहिला घा. ५३ ग हवि छल नवि छांडूं. ५४ ग रणि पेसरु मारु. ५५ ख करहटिया. ५६ ग विसी.

धर्यां थान, मुहडासु भागु, गामे वाली लाइ;
गमे गमे ल्हसाल्हसि हूई; दहदहि धाडां धाइ. ॥५७॥
चड्या कटक, डण्डाहि त्रिडोत्तर थाणधार धन्धोलि.
ऊडि वीवी आव्या वासी दीवी पाटण पोलि. ॥५८॥
दीधा रखत जई दरवाजइ; मझ्ज थया झूझार;
माधव महितु आगलि कीधु, जाणइ मागनीसार. ॥५९॥
भेल्हं नगर; रह्या गढ थोभी, साहमा तीर विछूटइ;
माधव भणइ 'कर्ण! जा नासी, कां मरइ अणखूटइ?' ॥६०॥
पाडी छोडूं कर्ण रा नाठउ; पाली जाइ राणी;
पाए नवी डाभसी खूचइ; रही न पीइ पाणी. ॥६१॥
किस्या रूख फल्या? राउ! ऊधारि; नाणि मनि संदेह;
वीलां वोर किर नि गोहोलां माधवना फल एह. ॥६२॥
नाठउ कर्ण, पछइ गढ भेलीउ, भर्या लीया भण्डार,
अलूखानि आवी छोडाव्या वालि तणा तोखार. ॥६३॥
एहवी वात न हूई, न हुसिइ; अणहलपुर मझारि,
जेणि ठामि हूतूं देहरासर बांग दीइ सेलार. ॥६४॥
अलूखानि पाटण गढ दीठउ, पूठि करूं वखाण,
अलावदीन पातसाह केरी तु वरतावी आण. ॥६५॥
भणी कटक ऊपड्यां असाउलि, गढ मांहि मेहलूं थाणूं;
गूजरात देस हीलोल्यूं अति कीधुं नरकाणुं. ॥६६॥

---

५७ ख खेडहार. ग गांम गामि. चेगेतर पावन मांहि (sic मांहि) वहुमार; खोखर भाडु. ५८ क दढोत्तर. ख दद्दोत्तर. ग दाढोतर. ५९ ख रखत. ६२ ख राणीमनि, अनइ इंगोरां. ६४ ग नवि होसि. ६५ ग पोटि. ६६ ग गूजरात देश मांहि गडजूनु.

असाउलि, धूलकूं, खम्भायति, सूरति नइ रानेर,
बीजां नगर केतलां कहीइ? कम्पइ चांपानेर. ॥६७॥

तडीआं नगर सवे धन्धोलां; दीठां सायरपूर;
सोनां रूपां अनइ सावटूं लीया काच कपूर. ॥६८॥

मारइ देस, फिरइ वण फोजि, अनइ लूसइं धान,
वालइ ढोरढार, सपराणा माणस झालइ बान. ॥६९॥

गूजराति मांहि ताखति कीधी, सहू सामटी लीधूं;
वाजी सान; खान सोमईआ भणी पियाणूं कीधूं. ॥७०॥

सोरठ मांहि मयगलपुर महूवा वली उना नि दाठा
पडी ढाक, नीसाण धसूका, लोक दहोदिसि नाठा. ॥७१॥

राखी जीव दीव मांहि पयठा, वरतइ हालकॅल्लोल;
तुरक पासि देव म पाडासि, वरि घाले द्रहबोल ॥७२॥

हईआ ढक कॉलाहल सुणीइ, दीसइ धूम विराल
पडइ बूंबरण, काहल वाजइ, जाणे कुपीट काल. ॥७३॥

खारकॉ, द्राख, नालीयर नीलां, 'फोफल नइ बीजोरां,
वारू वाड सेलडी केरा, वाडीना केलेहरा, ॥७४॥

---

६७ क चांपानयर. ख चांपानेर. ग खंभाइति; ६८ ख तडीआ नइ. ग साम्हडु (? सावटु) च काचां लूटाइ कपुर. ६९. ख ढोरथार. ग वालिं ढोर चोर. ७० ग समेटी. ७१ क दहदिसे. ख महूया. ग मेगलपुर. च मेलगपुर उना आगल्य दाठा. ७२ ग देवमांहि. ७३ क हीयाप्रगि; च हैया डगमगइ कोलाहल सुणी ७४ ग वाड (? वाढ) च वाफ वाव.

आदूं, सूरण नइ पिण्डोलूं, वली पोसातां पान,
कटक मांहि जुं तावति आवइ; कोइ न खाइ धान. ॥७५॥
सोरठ मांहि सहूको नाठतूं; भरीउ देस लूसाइ;
भाजइ नगर देस—आगलीआं; आडु कोइ न थाइ. ॥७६॥
कीधउ कूच, ऊंपडीआं साहण, वणूं नीसाण वजाव्या;
भाजी देस देवकइ पाटणि दल देखन्ता आव्या. ॥७७॥
नगर निवेस बारगइ दीधी; नवा सराचा ऊभ्या;
घोडा तणी पायगइ कीधी; तरुअरि मयगल थम्भ्या. ॥७८॥
दीधी पोलि; हूउ गढरोहु; कीधु घणु पराण;
नगर मांहि पोसाता पायक, तेह न मूकइ माण. ॥७९॥
आवी पाद्रि सिइफलूं कीधूं; लीधा चउपट घाय,
सोरठीआ राउत सपराणा न दीध पाछा पाय. ॥८०॥
वाला, वाजा अनइ जेठुआ, चुडासमा से आवइ;
असपति सेन समुद्र ऊलटीउ ऊपरि चांपी जावइ. ॥८१॥
कटक मांहि हाथी पाखरीआ; पटा दन्तूसलि घाल्या;
वीटऊं नगर; तुरी हणहणीआ; पोलि पाधरा चाल्या. ॥८२॥
पाद्र थका ऊसरीआ राउत; कांइ न लाधु लाग;
दीधी पोलिः फारुकी चडीआ म्लेच्छ महलावि माग. ॥८३॥
कटक ऊलन्यां, ढोल प्रमूक्यां, थरहर धरती कांपी,
करीऊं पराण, ऊठव्या हाथी, तुरक चड्या गढ चांपी. ॥८४॥

---

७६ ग भाजि नगर अभंग आगलां आदि. ७७ ग दल देखंता. ७८ निवेसि वांगइ; पाइगि. ८१ ग वाजि वाजां अनि जुन्न हुया, सुइढ मंड्या-मेलावि. ८४ ग असन ऊलटी.

वरती भेल देवकइ पाटणि, पाडी पोलि पगार;
नगर मांहि जु लङ्का लूसि खान तणा असवार. ॥८५॥
देव तणइ प्रासादि चिहुं दसि राउति दीधा हाथ;
करी सनान, धरी सरि तुलसी, सराणि किउ सोमनाथ. ॥८६॥
देव तणे मढवाइ चुरासी तेह पडाउ थाइ;
वाजी हाक, ऊठव्या हाथी, आव्या नूपट धाइ. ॥८७॥
रणि वाउला दोटि उछीना वलति साहमा चाल्या;
करकटीया हवसीए पाखलि फेरी कुंडइ वाल्या. ॥८८॥
रोसाला राउत रणि सूंझ्या, नडी नाद ऊतारिउ;
अनरथ तणूं मूल वीजी दीहि माधव महितु मारिउ. ॥८९॥
किम गोहर साहि देवराइ, आङ्गि एतली आहि;
मारी म्लेच्छ मांकडा मूंगल पछइ पड्या रण मांहि. ॥९०॥
जे पद नहीं याग नि तीरथ व्रणि दानि त्रैलोकि,
सोमनाथ नि चाडि मरतां ते पुहता सुरलोकि. ॥९१॥
पडी भेल प्रासादि देवनइ; भागां कुश्री तालां;
हलहल करी पोलि मांहि पयठा; लीया ढोल कंसाला. ॥९२॥
ईडि चढ्या असुर आरहडा; वेगि वावरइ घाण;
पासा तणी पूतली भांजइ, भूमि पाडइ पाहाण. ॥९३॥
संधि संधि जूजई कीधी; घर पाडेवा लागा;
ऊपरि थिका जे हाथी घोडा घण तणे घाइ भागा. ॥९४॥

---

८५. ग. भीडि देवकि; ८६. ग. कंठि तुलसी, करु. क ख तलसी ८७ ग ओढव्या. ८८ ख चालति. ग ऊछीता; करकटीए तां पाखलि फेरी हवसी कूंडि घाल्या. ८९ ख मूलजे कहीइ ग नांगिनाद. ९० ख किमको गिरि, मांकडी, रह्यां; ग मांजरा. ९१ ख जे फल नही हूइ गंगा नइ; घणे दनि. ९२ ग भीडि. ९३ ग हीडि; ९४ ख सांधि सांधि, ग हाथीया घ घाय.

तलि परठइ सांगि लोहडानी, प्राण करेवा लागइ,
हलहल करि विहुं पखि वलगइ, मूठा मूरति नांगइ. ॥९५॥
विरूई वात वरतेवा लागी; कलिजुग करइ विलास;
प्रथवी तणूं पीठ मेहली नइ देव गया कैलास. ॥९६॥
अलखानि एहवूं फरमायूं, मढ रहावु सूनु;
ढीली भगी भूत चलावउ; निहां करेसिउं चूनु. ॥९७॥
लोहडा तणी फलक अणावी, वली अणावु गाडा;
सोमनाथनूं लिङ्ग चडावउ आणी ओडां आडां. ॥९८॥
काला भूंछ तेडीआ भोई; गाडे लिङ्ग चडावूं;
आगलि वणी जोतरी त्रीयल; ढीली भगी चलावूं. ॥९९॥
आगइ रुद्र ! वणइ कोपानलि दैत्य सवे तिइं वाला;
तिइं प्रथवी मांहि पुण्य वरतावीउं; देवलोकि भय टाल्या; ॥१००॥
तिं वालिउ काम; त्रिपुर विध्वंसिउ पवनवेगि जिम तूल.
पद्मनाभ पूछइ सोमईया ! केथउं करूं त्रिसूल? ॥१०१॥
वालां गाम, देस ऊजाडिउ, वणां नगर विध्वंशां;
सोरठ मांहि कोलाहल कीधउ, लोक तणां धन लूशां. ॥१०२॥
साह्या लोक वम्भ नइ बालक नारी वरण अढार;
आले वांध्रे हालरां कीधां; वान न लाभइ पार. ॥१०३॥
वन्दीखानूं साथि चलावीउं, तुरक कर्या तसलीमा.
वाजी सान; खान ऊतरीउ सोरठीयानी सीमा. ॥१०४॥

---

९५ क हलकहल फरि ग परठि सांगि लागि लोहडानी. ९७ ख मठ. ९८ ख लोहडई जडइ फारकइ रहकटि; अडव्या ग फारक. ९९ ग. खोढं लिंग. १०१ क तिवलाउ फाक पवन वेगि ख ति पलकाक, १०२ ख हा- लाहल; ग. गाम.

वाउ वाइ वेडि दव वालइ, तेह प्रति सिउं करीइ ?
तिणि परि तुरक तरवरा आवइ, कहु किहां ऊगरीइ. ॥१०५॥
जूनु गढ गिरिनार वुलोउ; कात्र तणी भूंइ चांपइ;
कन्थागहडि अनइ पारकर, ठट्टू थरहर कांपइ. ॥१०६॥
अलूखान आपणपूं दीठउं: कीधु गरव अपार,
वाट पाधरी मारू वांका नावि चींतिं लगार. ॥१०७॥
आगइ पानसाह अवगणीउ, वाट काहानडि नापी.
तेह रोष हीआ मांहि आणी लीउं सोनगिरि चांपी. ॥१०८॥
अलूखानि एहवूं नवि जाणिउं जे लागां छइ पाप.
दरि दरि नवि गोह प्रगटइ, कहीं नीसरइ साप. ॥१०९॥
तीना तेजी तुरक तारवि बिरद आपणूं बोलइ.
वरगां ढोल नीसाण प्रसूकि, डगमग डूंगर डोलइ. ॥११०॥
मारूआडि मांहि कटक पुहुता, भली जायगइ लीधी.
मुहल मांहि वीसी नइ मोटे मलिकि मसूरति कीधी. ॥१११॥
करी मन्त्र जालहुरि कान्हडदे भणी प्रधान चलाव्या;
अस्यूं कहावूं:—'मांटी थाजो, अलूखान गढि आव्या. ॥११२॥
माहरा दल साहामू कुण मंडइ ? देखि माहरी वात ?
आणीमुहि देस मि जीता सोरठ नि गूजराति. ॥११३॥
कीधा भूत बन्दि मि तेरा; करी सजाई आवे,
मांटी हुइ तु घाटु वांधे, सोमनाथ मेहलावे. ॥११४॥

१०५ कख घाइवाउवेगि; ग. वेडिइवलागि. १०६ ख कच्छ ग कछ, कांथगेहडी. १०९ ग दरदरि. ख तीनातांगतुरक ग. ग बिरद आपणि; टगमग. ११२ ग करी मसूराति. ११३ ग दे

लेई भेटि कइ मिलवा आवे, कइ पुरुषारथ दाखे;
कइ ताहरुं मलपण जाणीइ सिइ घर आपणुं राखे'. ॥११५॥
तेणि दिवसि हूडं सुपनन्तर हूंतइ प्रगट विहाणइ.
पाउ-धारां गंगा नइ गोरी, कान्हडदे इम जाणइ. ॥११६॥
पूछइ वात, 'राज किणि दीधूं?' काहान भणइ, 'ईशानि'.
गोरी भणइ, 'ताहरु स्वामी त्रुटा ग्रहीउ वान.' ॥११७॥
गंगा भणइ, 'ऊठि, अजरामर! अजि विमासण कांइ?
ताहरा देस मांहि सोमईउ असपति लेवइ जाइ. ॥११८॥
एक वार आगइ दैत्य थिकु गामि रुद्र मूंकावीउ;
बीजी वार वली वैरोचनि भगति विशेष जणावीउ. ॥११९॥
लीजइ मोर विहु ऊडाणे; जाणे काहानडदेउ!
म करि नेड वीर!' इम बोलइ गंगा गोरि बेउ. ॥१२०॥

॥ राग रामगिरि ॥

बे अबला बोलइ अस्यूं: 'असुरि असंभम कीध.
चौद लोक स्वामी ग्रहीउ ते प्राणि पेखतां लीध!'
विलवइं बे मनीरे 'कीजइ कह्मण मङ्ग!
ऊछइ नीरि जिम माछिली (तिम) विरहि दहइ अह्म अङ्ग.(आंचली)१२१
जे को बन्धन छोडवइ, पातिग छण्डि पूंटि.
वेद वचन अम सांभल्यां; तूं काहानडदे ऊठि. ॥वि०॥१२२॥
छोडवि स्वामी अह्म तणुं; मूंगल म्लेच्छ विहण्डि.
कीरति लि काहानड धणी; तुझ नाम रहइ नवखण्डि.' ॥वि०॥१२३॥

---

११६ ख सपनान्तर; १२० ख विहु, १२१ ख उछलइ ग. जी, ग्रहीउ; वुछ. १२२ ख अह्मे सांभल्यु; १२३ ग ते वल मेछ;

॥ पवाडु ॥

ऊठीउ वीर, मोडीउ आलस, कीधु सपन विचार.<br>
सोमचन्द्र व्यासि इम कहीउं:—'म्लेच्छ तणु करि मार. ॥१२४॥<br>
सोमनाथनी वाहार करेजे; वली छोडावे वान'.<br>
असपतिना दल थिकु तेनलइ गढि आवीउ प्रधान. ॥१२५॥<br>
सभा मांहि जई राउल भेट्या; दीधां आसन मान.<br>
कहि परधान 'काहान ! अवधारु; इस्यूं कहावइ खान:— ॥१२६॥<br>
'मारी देस सवे ऊजाडिसि; तूं पणि करे पराण;<br>
गढ तलहटीइ सरोवर पालि अमे देस्यूं मेल्हाण'. ॥१२७॥<br>
राउल भणइ 'वीर आफणीइं आपणपूं म वखाणि.<br>
जु पुरुखारथ करी दाखवइ, तु सहूको इम जाणि. ॥१२८॥<br>
अलूखाननि इम संभलावे, अह्मे परगणूं करेस्यूं.<br>
दिवस एक बिहु मांहि जालवे, दलि आवी घाउ देस्यूं.' ॥१२९॥<br>
जई प्रधानि खान वीनवीआ:—'हिंदू वेढि करेसि'.<br>
खान भणइ:—'सहूइ सज्ज थाउ; ए अछवां दाउ देसि'. ॥१३०॥<br>
करी सजाई दीया ददामा बीजइ दिवस विहाणइ.<br>
अलूखानना कटक तेतलइ चाली गया सिराणइ. ॥१३१॥<br>
पाखलि कर्या काठगढ खाई, नहीं लगारइ माग;<br>
घोडा हाथी रहइ पाखर्या; किम लहेसि लाग ? ॥१३२॥

---

१२४ क कहिउ ग चुपै पासि इम कहाधि. १२५ क चाढ करेजे ख चाढइ करेजे ग पालिआविउ. १२८ ग. ते वीर नहीं जे आपणपूं य १२९ ख परगणुं ग संभालु. १३० क दाह देसि ख इमखान. १३१ ग. सरांढि ( sic सिराणि ).

जयत देवडु, लखणसी वडु, लूणकरण बोलाव्या;
साल्हु नि सोमतु, राउलि लसकर भणी चलाव्या. ॥१२३॥
मरखे घोडे साथि मोकल्या सातवीस असवार;
दीधी सीख 'जई दलि जाणु कटक केतलु पार'. ॥१२४॥
कटक मांहि परधान पहूता, दीठूं दल मेल्हाण;
हेजवनि बरदार नकीबे मांहि कीधूं जाण. ॥१२५॥
अलूखानि एहवूं फरमायूं 'करु विच्छेद, म जेड्ड;
जे प्रधान कान्हडदे केरा, मुहुलि मांहिलि तेड्ड. ॥१२६॥
अलूखानि जूजूआ देवार्या ते सविहूनि अनाम;
सोनां रूपां अनइ सावटूं आप्या नीरी द्राम. ॥१२७॥
एक भणइ 'कान्हडदे टाली अवर न करूं प्रणाम'.
खान भणइ 'आवा तेडावु, वरि, म करस्यु सिलाम'. ॥१२८॥
करी भेटि राउले प्रधाने; पूछइ खान भलाइ;
'कटक तणी कान्हडदे आगलि किसी वात बोलाइ? ॥१२९॥
द्यु अरदास, पासि तुम्ह दीधी जे कान्हडदे राइ.'
कहि परधानः—'खान, अवधारु, किहां मिल्याम लिखाइ? ॥१४०॥
जु वैश्वानर टाढु थाइ, पश्चिम ऊगइ दीस,
नारायण वलतु कान्हडदे कहीइ न नामइ सीस.' ॥१४१॥
खान भणइ, 'कुण कारणि आव्या? कहु तुह्मारूं काज'.
कहि प्रधान, 'राउल आदेसि कटक जोईइ आज.' ॥१४२॥
अलूखानि आयसि पूंतारे ततखिण गयवर गुड्या;
वालि तणा तेजी पखराव्या; मलिक मुहुल मांहि तेड्या. ॥१४३॥

---

१३५ ख परदार. १३७ ग तेरि (corrected into तीरि.) १३८ ख अने काह्नड टाली ग थाणि (म्हांण). १४१ ग. नागयण टलतु हुं हाथि कहि न नामूं. १४२ ग राउलि आइसं: जोएसुं.

तुरक बचा मूंगल करकटीआ, तेहे मांडी हारि.
परधाने सामग्री दीठी कटकह तणी अपार. ॥१४४॥

कीधी सान खानि मूंगलनइ; सींगिणि परठिउ तीर,
ताणी गयणि पंखिणी वींधी; पेखइ मोटा मीर. ॥१४५॥

तडंग समेत तेतलइ लखणइ राउति भइसुं आहाण्यु.
करिउ विसंध थाइ खांडानइ. अलूखानि विखाण्यु. ॥१४६॥

पूछइ खान, 'कान्ह घरि केता ताहरि जमलि कहीजइ?'
लखणु भणइ, 'वीर चुवीसइ पूछ्या व्याज लहीजइ.' ॥१४७॥

तूठु खान भणइ, 'तुं हींदू! मागि न; करूं पसाउ'.
कहि प्रधान, 'रीझ नवि लीजइ; लाजइ कान्हड राउ. ॥१४८॥

एक खांति पूरवुं अझारी कटक चिहुंदसि जोस्यूं.
मनि जाणेस्यूं वरीसु वीतुं, रातीवाहु देस्यु.' ॥१४९॥

अलूखानि जण साथि मोकल्यु; देखाडि मेल्हाण.
घोडा हाथी ऊंठ पोठिया वेसरी पूठि पल्हाण. ॥१५०॥

मलिक तणा जूजुया मरातब मांहि भला झूझार.
दल जोअंतां दिवस आथमिउ, तुहि न आवइ पार. ॥१५१॥

बंदीवाल घणा सीदाता दीठा; पाडइ धाडि;
दीसि अगासि तावडि दाझइ, राति वाइ टाढि. ॥१५२॥

थान विछोह्यां बालक रोइं. दीसइ सरखां दूःख.
आगइ एक टलवलि तरसिइं बीजी लागइ भूख. ॥१५३॥

एक मांदा, एक न सकइ ऊठि. एक अणुहाण ऊघाड्या.
दाणा पांच लहइ नवि खावा. एक तणे पाए लोहडा. ॥१५४॥

---

१४४ क करी सामगिरी. १४६ ग भिसु. १४७ ग फायदा.

एँक जूजुयां हालरां कीधां, वाध्रि बांध्या आलइ;
एँक छोरू माय बाप विछोह्यां. एक जकडीया गालइ. ॥१५५॥
करिउ विछोह, जूजुआं कीधां सवि नारी नइ नाह.
बाल वृद्ध टलवलतां दीठां; कटकि ऊछली धाह. ॥१५६॥
एक भणइ, 'अह्मे जन्मि आगिलइ हींड्या किस्यूं अणूरूं;
तुरक पासि पाडीया दैवि; वयरी दीधु पूरु; ॥१५७॥
कूडी साखि कइ अह्मे दीधी, कइ चडाव्या आल;
कइ जणणी ऊछंगि रडतां थान विछोह्यां बाल; ॥१५८॥
गाइ तणां कइ गोयर खेड्यां, कइ लोप्या आवाट,
कइ अह्मे जंगलि मधु लीधा, कहिं कइ पाडी वाट. ॥१५९॥
कइ अह्मे मॉयबाप न मान्यां, वेद वचन ऊथाप्यां,
कइ अह्मे एकादशीॅ न कीधी, कइ रिखि दान न आप्यां. ॥१६०॥
कइ अह्मे कुलाचार लोपिया, कइ संभेडा लाया;
कइ घरि आव्या अतिथि न पूज्या, तरस्यां नीर न पाया. ॥१६१॥
कइ परनारी गमन आचर्या, कीधां पातिग पंच,
खाधां धान रात्रिं अंधारइ, छोरू कीधां वंच. ॥१६२॥
भर्या सरोवर पालि ऊँसासी, तरुअर दीधा घाउ;
देव तणा प्रासाद विणास्या, कइ हरि लाग्यु पाउ. ॥१६३॥
लाख, लूण, तिल वुहर्या, वीक्या, कन्या विक्रय कीधा;
सोम सूर कइ राहु गलंनइ महादान को लीधां. ॥१६४॥

---

१५५ ग पांडीआ गाले. १५६ ग नारि नर (sic नइ) नाह. १५९ ग गोचर भांज्या. १६० क नवि पर्व तिथिनवि कीधी ग विप्रदान. १६२ ग धान डलविधिसौ. १६४ क रॉलंतइ ग गलंति.

कइ विश्वास घात अह्मे कीधा, कइ अवगणियां पात्र,
कइ धन प्राणि परायां झूटी पामर पोख्यां गात्र. ॥१६५॥
जन्म लगइ जेहनां धन लीजइ ते चाडइ संग्रामि
कइ आपणा प्राण उगार्या रूधिउ मेहली स्वामी. ॥१६६॥
कइ अह्में स्वामीद्रोह आचरीउ, कीधां आसव पान.
कइ अह्मे ब्रह्म घात कीधा, कइ पाड्या बंधाण. ॥१६७॥
कइ अह्मे नीच संग आचरीउ, कनक चोरीआं कापी;
तुरक तणइ बन्धानि पडीआ कहु अह्में केहइ पापि. ॥१६८॥
भावि करी नि देव न पूज्या, जीव दया नवि पाली.
अंगी कर्या वचन को लोप्यां, कइ अह्मि काल्हरि बाली. ॥१६९॥
सूप्या द्रोह कइ अह्मे कीधा, कइ छानां विप दीधां;
आशाभंग कइ अह्मे कीधा; कइ धन प्राणि लीधां. ॥१७०॥
कइ अह्में सप्त व्यसन आचरियां, कइ गुरु निंदा कीधी.
कइ अह्में दीन दया नवि पाली, लांच अजुगति लीधी. ॥१७१॥
एहवां वचन द्यामणां बोलइं; त्रि करि पीटइ आप;
'केहा जन्म तणां एंणी वेलां आवी लागां पाप ?' ॥१७२॥
एक भणइ 'एहवुं भरूसु जे छोडवासि कान्ह;
कीधुं मेल; मिल्या दलि आवी तेह तणा परधान'. ॥१७३॥
झूरमझूरा करइ, त्रिमासइः—'हवइ जंवारइ आणइ
जुं कान्हडदे नहि छोडावइ, रह्या सही तुरकाणइ!' ॥१७४॥
इसी वात सांभली प्रभाति वान विगूत्तां दीठां;
कटक मांहि डांगरा फेरिया, कथन कहाव्यां मीठां. ॥१७५॥

---

१६५ ग. पीयारू पोख्या. १६९ ग तुलसीपात्रि कान्ह न पूज्या काछरि.

'पडखु कटक करी मेलावु कान्ह जेतलइ आवइ,
ऊग्या सूर तणु जु साचु, सही वान मेलावइ.' ॥१७६॥

ग्या प्रधान कान्हडदे आगलि; अलखान मोकलावी;
'लेस्यूं वाउ, रहेज्यो मांडी, दिवस बिहु मांहि आवी'. ॥१७७॥

जइ प्रधानि जालहुरि कान्हड कटक सरूप जणाव्युं:
'पाटणि थिकु देव सोमईउ ढीली भणी चलाव्युं. ॥१७८॥

कटक सनाहु, हाथी घोडा साहण संख न पार,
गूजरात-सोरठीआं माणस झाल्यां बान अपार.' ॥१७९॥

करी प्रतिज्ञा राउल कान्हि 'हवि तु जिमीइ धान'
मारी म्लेच्छ देव सोमईउ अनि छोडीइ जु बान.' ॥१८०॥

लेख लिखाणा; आयस दीधा; फिरइ देति उपल्हाणा;
करी सजाई पुहुरि पाछलि तेड्या राउत राणा. ॥१८१॥

राजवंश छत्रीसइ मिलिआ, खांडा लाख त्रि च्यारि;
एक एक पाहि सपराणा जेह भुजि नावइ हारि. ॥१८२॥

पाणीपंथा खुरासाणी नइ एक तुरकी तुरंग;
सूडा पंखा नइ किहाडा एक नीलडा रंगि. ॥१८३॥

पंचवर्ण नेजी पाखरीआ; कंकलोह पल्हाण,
सोना तणां सांकलां पाइ; हणहणीआ केकाण. ॥१८४॥

प्राणि खुरतलि धरती खूंदइ; एक न मानइ साट;
बारगिरि नेजी देवराणा; चालइं ऊवट वाट. ॥१८५॥

सावलोह पाखर नइ चामर; घणी घूघरी खलकइ;
पाणी तणी दलकनी चालइ नीचां फूमन फरकइ. ॥१८६॥

आंगां टोप रंगाउलि खांडां खेडां पटा कटारी
सींगणि जोझ भली तरूयारी लीजइ सार वसारी. ॥१८७॥
छत्रीस इ दंडायुध लीधां; पडण पड्या तिणि वारि;
आसापूरी शक्ति कर जोडी राउलि करिउ जुहार. ॥१८८॥
पूजा करी चंदन नि कुसुमिं राउत पाइं लागइ.
'आसापूरी ! कान्ह जींपडि' करी आशिका मागइ. ॥१८९॥

( भटाउली. )

राजा कान्हडदे तणि कटाकि पाछलि पुहरि कडाहि चडइ। सिंहात्थिं बीडां। प्रवाहि घोडां पडख ता न सहइ । थानान्तरि पहिला सुखासनि चाल्या। कंठा लीया। किस्या किस्या। भंडार भरीआ। आलोची आत्मा नि आव्या। मन्त्र मांहि डाहा सेलहुत सीखामण हुई। पडण पड्या। गोत्रदेव्यानइ नैवेद्य नीपनां। सूरा सुभट खित्री तणे घरे घोडा पाठव्या। किस्या किस्या वर्ण तणा घोडा। उज्जरा गुरा कारा तूरकी भारिजा सींधूया अहिठाणा पइठाणा। उत्तर देसना ऊंदिरा। कनोज देसना कलथीया। मध्य देसना महूयडा। देवगिरा गंगाजला। चपल चरण, खुर विस्तीर्ण; खेत्र खुरासाणी। वाहीक देसना बोरिया लहिटूया गंगोटिया हंस जादरा ऊडणभ्रमरी शालिहोत्र प्रतिष्ठित सिद्ध विशेष गति करइ। मन स्यूं चलइ, पवन स्यूं तरइ, पाटि पग देई ऊतरइ। समुद्र मांहि वस्या, कसूटी कस्या, प्रथवी खुरतलि खूंदइ। ते घोडा गंगोदकि स्नान कराव्या। तेह तणे सरि कमलपूजा

(क) क लोहबंध लुढि, रुप हरेतु, इसी सुरातनी. ख (ख) ख. पाज, कठा, गुह्यवरा, शिवनि नमस्कार, थोडुं बोलइ, कीर्त्ति विस्तारि, ग (ग) अथ भडाउली—पाली, म्हींडे, वर्णना, देखाऊ, शंपा, पठाण, संभ्राणीया, ऊरुहा, शिराहा, कालीकंटा, करडागर, हरिडा, शिलरडा, घटकत्रा, उभ्रुसा, फोरडा, बाहडदेसना, हलडूया गंगोटी, लखण मर्नि धरि, पाघा घालीइ,

कीधी। तेह तणी पूंठि बावना चंदन हाथा दीधा। तेह तणी पूंठि पंचवर्ण पाखर घाती। किसी किसी पाखर। रणपाखर जीणपाखर गुडिपाखर लोहपाखर कातलीआली पाखर। तेह घोडा तणी पूंठि पंचवर्ण पल्हाण मांड्या। किस्या किस्या पल्हाण। कंकलोह बोडीआ नागफणा वाजनी वज्राउली। कटी पुहली। पातली पटाट्रि। ढलकतां फूमन मूक्यां। पीतल्हर वाजनां पागडां। तेहे घोडे किस्या किस्या खित्री चडया। पंचवीस वरस ऊपरें पंचास वरस मांहि। परनारी सहोदर, संग्रामि सधर। बोल्यावी मारि, मारि नइ मरि। आपणा स्वामी तणूं कारिज करि। छत्रीस युद्ध सरम करि। सूर्य भणी नमस्कार करइ। तेह राउते चालते हूंते हस्ती गुड्या। तुरी पाखर्या। रथ जूता। राउत चडया। सनाह लीधा। किस्या किस्या सनाह। जरहजीण जीवरखी अंगरखी वज्रांगी लोहबंध। समस्त लीधा। सज्जीभूत हुआ। मुगट तणा सिणगार धडहडया। रतनाउली झलकी। साहण फडहडया। फेत्कारनी फेणाउली। आसणी ऊडी रज। अंधकार प्रवर्तिऊं। सूर्य खेहइ छाहु। छत्रीस दंडायुध लीधा। तेहे राउते चालते हूंते बंदिजन बिरदावली बोलइ। खड्ग तणा खटक। खेडा तणा भटक। तरूयारि तणा झटक। धनख तणा टंकार। अणी तणा अंगार। बाण तणी वृष्टि। इसी सूरा राउतनी सूरवृत्ति॥

॥ पवाडु. ॥

आशापुरी आशिका आपी; त्रंबकि वाजी सान;
ढोल ध्रसूकि, डूंगर कंपइ, चडीउ राउल कान्ह. ॥१९०॥

---

असवार बलगाछि, जाणे आकाश गमन कावि, पाताल तणां पाणी प्रगटसि. पाखर ढाली. रणपखर, छाक्यो हस्ती, मोजडा तणी कसकसी, वाघवाउलीवागी, चालते छाके हूते, सौर्यवृत्ति.

१९० ग चपई.

उपरि थिका सांचरि साहण वेगि पुहुता घाटि.
नह वाजी, धमधमी धरणी, तरवरीआ तलहाटि. ॥१९१॥
जइत देवडु करइ वीनती, 'बीडा करुं पसाउ.
राउल कान्ह! प्रतापि तुह्मारि अह्मे जई लेसिउं घाउ.' ॥१९२॥
मानिउ बोल; देइ सीखामगि इम कान्हडदे राइ,
'जइसी प्राणि असुर मारेजो, रखे हसारथ थाइ'. ॥१९३॥
कटक ऊपडां करी ददामा, 'वढीसूं जइ तुरकाणि'
आव्या हेरु, वात जणावी, 'छइ मेहलाण सिराणि.' ॥१९४॥
करीइ केडि, 'तरकागा पूंठि ए जाएसि दूरि.'
पूंठि मिल्या तारव्या तेजी जई आथमति सूरि. ॥१९५॥
दीवी सहस्स त्रि च्यारि करावी नइ वजव्या रणकाहल.
कटक थउं ऊगमणि पासि; कीधूं झाकझमाल. ॥१९६॥
जांगी ढोल सानसिइ वाजइ बीहामणां नीसाण.
मांटी सवे मूछि वल घालइ, कायर पडइ पराण. ॥१९७॥
करी त्रि फोज मालदे राउलि गयु आथमति पासि;
पीठा कटकि, काठगढ भाजी; चूकां रह्या ते नासि. ॥१९८॥
पडी भेल; बुंबारव वरतिउ; हींदु कीधी हाक.
ऊडी ऊंघ; तुरक दशमुहडया; काने पडीया ढाक. ॥१९९॥
गमे गमे दीसइ अजूआलां! म्लेच्छे छांडी छाक;
आपोपइं ऊठइ दिशिमुहुडया. कटकि पडयु वलकाक. ॥२००॥

---

१९१ ग संचर्यावेगि. १९२ ख प्रसादि १९३ क ख मारेयो. १९५ ग. जाएसि कालि. १९८ ग पिठां कटक. १९९ ग ऊठि तु॰ रक सये दिशि मुहुड्या. २०० क आपोपरि, असमुह्या ग मेछे मांढो छाक.

ऊंचे हाथे धाह पुकारइ, बोलावइ किरतार,
'आणी वार किम्हि ऊवेले, करे अह्मारी सार!' ॥२०१॥
जरहज्ञीण लेवराइं अवलां आंगा सिंगणी बाण;
ऊनावलि वालीइ अवलां तेजी पूंठि पल्हाण. ॥२०२॥
कीधी खबरि खानजी आगलि; एहवूं कहइ खवास,
'फेरी वेढि दलि हींदु आव्या! लसकरि पडीउ त्रास!' ॥२०३॥
अलूखानि हाथी पखराव्या, पल्हणाव्या तोखार;
हल्हल करी भणी अजूआलां सांचरीआ असवार. ॥२०४॥
आपण पींआर विगति न लाभइ! दुहदासि हींदु आवइ.
बइठी मूठि मलेछ मारतां! खांडाना घॉउ फावइ. ॥२०५॥
तीना तुरी ऊठवि राउत; भला वावरइ भाला;
माझिम राति म्लेच्छ मारतां दुहदासि हींदू भाला. ॥२०६॥
सपराणा सींगिणॉं गण गाजइ; तीन्हा तीर विछूटइ:
जरहजीण आंगा वींधी नइ अंगि मूंसरा फूटइ. ॥२०७॥
अंगोअंगि पटा अणीआला प्राणि पाखर फोडइ.
खांडा तणे घाएँ सपराणे सांधि सांधि विछोडइ. ॥२०८॥
रणि राउत वावरइ कटारी. लोह कटाकटि वाजइ.
तुरक तणा पाखरीआ तेजी, ते तरुयारि भाजइ. ॥२०९॥
माल तणी परि बाथि आवइ, प्राणि विलगइ, झूटइ,
गडदा पाटु, छोट वजावइ, भडइ प्रहारइ मोटइ. ॥२१०॥

---

२०१ ग. ऊगारे. २०५ ग आप नि पर विगति न जाणिइ: बिठीं, मेछ.
२०६ ग भूला.

ऊपरि था पूंतार विछूटइ, भूतल भाजइ पाउ.
वाढइ सूंढी, ढालइ ढांचा, धरणि ढलि नीहाउ. ॥२११॥
भाजइ कंध, पडइ रणि माथां, धगड तणां धड धाइ.
मांहोमांह मारेवा लागइ; विगति किसी न लहाइ. ॥२१२॥
हींदुए मारीथल कीधुं, पग मेल्हणुं न जाइ;
लोही तणा प्रवाह उलटीया दीसइ व्याहणा मांहि. ॥२१३॥
दोर सिराचा फेरी पाडइ डाहिलीना बंधान;
वाढि चंब जूजूआ गाला नइ छोडाव्या वान. ॥२१४॥
घोडा हाथी ऊंट पोठीया ते ऊदाली लीधा;
सादल सींह मलिक बे मोटा बंदि जीवता कीधा. ॥२१५॥
अलखान एकलुं ज नाठउ जे हुतुं सपराणु.
सादी मलिक ऊंबरु मोटुं, ते रण-क्षेत्रि मराणु. ॥२१६॥
ऍक नाठा जाई दसिमुहज्या, ऊडी वींवी अपार,
करासि केडि 'मारासि हींदु!' ऊवेले किरतार. ॥२१७॥
बीजइ दिनि राउति रण सोध्यां; दीठां पड्यां पल्हाण.
हाथी तणी पांजरी भागी; धरणि ढल्या केकाण; ॥२१८॥
खेडां खांडां पड्यां जूजूयां भाला सींगिणि कटारी;
भागे कणसे पडि तरुआर्यु म्लेच्छ मांकडा मारी. ॥२१९॥
कंध कबंध पड्या रणि दीसइ; कीधु कचरा घोह!
सोमनाथ मूकाव्युं राउलिं पछि पखालिआ लोह. ॥२२०॥
नवि लाख जु वान मूंकाव्या. वरतिउ जय जयकार!
'धन्न धन्न राउल कान्हडदे कान्ह तणु अवतार!' ॥२२१॥

---

२११ ग ढींचाला. २१२ क खडग. २१५ ग मेछ.

સ્મૃતિને પ્રાધાન્ય અપાતું. મનુ, યાજ્ઞવલ્ક્ય, શંખલિખિત, પરાશર એ મુખ્ય છે. **पुराण**—સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને નાશ સંબંધી, સુર, અસુર, ભક્ત, જ્ઞાની સંબંધી, મનુઓ તથા તેના વંશજો, એઓના ઇતિહાસ સંબંધી વિષયવાળા ગ્રંથો. મુખ્ય ૧૮ પુરાણ છે. બ્રહ્મ, પદ્મ, બ્રહ્માંડ, અગ્નિ, વિષ્ણુ, ગરૂડ, બ્રહ્મવૈવર્ત, શિવ, લિંગ, નારદીય, સ્કંદ, માર્કંડેય, ભવિષ્યત્, મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન ને (દેવી) ભાગવત. **नवखण्ड**—હિંદુશાસ્ત્ર પ્રમાણે પૃથ્વીના નવ ભાગ કર્યા છે તે; ઇલાવૃત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરુષ, કેતુમાલ, રમ્યક, ભરત, હિરણ્યમય અને કુરૂ.

૧૮. **ढीली**—વૈદિક सं. दल्हा—सं. दृढा— જૂ. ગુ. ઢીલી, ગુ. દીલ્હી–દીલ્લી. नयर योगिनी—યોગિનીનગર–યોગિનીપુર–દીલ્હી. ઉલટાવેલો ક્રમ. પૃથુરાજરાસામાં આ નામ આપે છે.

૧૯. જૂઓ પ્રાસ, દીવાણ અને સુરતાણિ. 'અ'ની સાથે અંત્ય હ્રસ્વ ઇ-ઉ નો ઘણીવાર પ્રાસ મેળવ્યો છે. **दीवाण**—પાતશાહનો મુસલમાન કારભારી. **साची**—सं. सः—ની છઠ્ઠીનું એક વચન. તેની. **सुरताणि**—ત્રીજીનું એક વચન. આ તુકની પછી માત્ર પૂનાની ग પ્રતમાં નીચેની લિટીઓ છે.

'पातसाह नवि जाणि सिद्धि; माधव महिति मांडी बुद्धि,
छूटि घोडा पाणीहारि, हंस तुरी त्रि पुहुरि वार. १
दिन इकेकु छोडी दइ; ते साहण मसाहाणी लीइ
त्राणि सिं सार्टि गंगाजल तुरी एक वालि ते तेजी तुरी.' २

'માધવે અલાઉદ્દીનને ત્રણસેંને સાઠ ઘોડા નજર કર્યા;' રાસમાળા.

૨૦. **लास**—सं. राशि—ઢગલો–જથ્થો, ઘણા. **ऊंवरे**—અમીર ઉપરથી બહુવચન ઉમરા. **अरदास**—અરજ, વિનતિ; फा. अर्जदस्त. **मुकद्दम**—આગળ–પહેલો–મોખરે ચાલનાર, સરદાર; फा.

૨૧. **परधान**—પ્રધાન, પાતશાહ આગળ દીવાન અને પ્રધાન એમ બે જૂદા જૂદા અમલદારો રહેતા. પ્રધાન હિંદુઓ જ થતા. **असपति**—અશ્વપતિ, ગજપતિ, નરપતિ અને રથપતિ એવા ઇલ્કાબ રાજા-

ઓને લગાડાતા. અલાઉદ્દીનને અશ્વપતિ કહેતા. અથવા **सं. असि**–તરવાર ઉપરથી. જૂવો ટૉડરાજસ્થાન.

૨૨. **खम्भायत**–ખંભાત. સ્તમ્ભાવતી–સ્તમ્ભ=થાંભલો દીવાદાંડીવાળું શહેર–બંદર, ખંભાતનું જૂનું નામ ગ્યાતિ અગર ગ્યજનિ હતું. જૂવો ટૉડ-રાજસ્થાન. તેમ તામ્રવતી નામ સારૂ જૂવો ખંભાતનું ગેઝિટિયર. **मांगलहुर** માંગરોળ. **साहसी**–અવિચારી.

૨૩. **सरुइ–सं. सरुज**–ગળગળો, પીડાયુક્ત. **फरीआदि**–અરજ, વિનતિ. **गहिलु**–ઘેલો; **सं० ग्रह** ઉપરથી.

૨૪. **अनुराग**–પ્રીતિ. અહીં અધમ અર્થમાં વાપર્યો છે–વિષયવાસના. **भच्छ करइ**–ભક્ષ કરે છે–ખાય છે. **पडीआर**–મ્યાન. **पटु**–તરવાર; **सं. पत्र. अंगरख**–અંગરક્ષક. **जमलु**–જોડે–સાથે; **सं. यमल** જોડકું. સરખાવો જમલાર્જુન–ગોકુળમાં જોડેજોડે ઉગેલાં આંજણનાં બે ઝાડ–શાપિત થયેલા યક્ષકુમારો–જેને શ્રીકૃષ્ણે ઊખળું ભેરવીને પાડ્યાં અને યક્ષ કુમારોને મુક્તિ આપી હતી.

૨૫. **चाटुउ**—કડછી, ચાટવો. **सूआर**–રસોઇયો. **सं. सूपकारः**. રાજા જમવા બેસે તે વખતે, કદાચ ગુસ્સે થઇને મને મારી નંખાવશે એવી બીકે રસોઇઓ બારણાં અદખોલાં કરીને હાથ લાંબો કરીને કડછી વતે પીરસે છે.

૨૬. **तस**–તેની, કેશવની. પ્રસિદ્ધ 'કરણઘેલા'ની નવલ વાર્તામાં માધવની સ્ત્રીને કરણે જબરદસ્તીથી જનાનામાં ઘાલી હતી એમ કહ્યું છે. 'કાન્હડદેપ્રબંધ' તેમજ 'રત્નમાળ'—જે ભાટોના ચોપડા વગેરેને આધારે સ્વ૦ કવીશ્વર દલપતરામે એ. કે. ફોર્બ્સ સારૂ લખી હતી તેમાં, માધવના ભાઈ કેશવની સ્ત્રીને કરણ પકડી ગયો હતો એમ કહ્યું છે. 'તે કેશવની સ્ત્રીને ઘેલા કરણે જબરદસ્તીથી લીધી.' રત્ન-માળ આવૃ. ૨ ૭ પા. ૨૧૫. **न सहिणु जाइ**–સહ્યો ન જાય, વેઠ્યો જાય નહિ, સહેવાય નહિ. **सहिणु** જૂનો **अपभ्रंश**નો કર્મણિ વિધ્યર્થ કૃદંત છે. **जा** સાથેની આ વાક્યરચના જૂના કર્મણિભૂત કૃદંતવાળી ગૂ. સહ્યો જાય, હિં. સહા જાય, મ૦ **मारिला जातो** આદિ રચના સાથે સરખાવવા જેવી છે. **मांडिसि** માંડીશ. સર-

ખાવો સુરતી માંડિસે. कलहु-કળો-વિગ્રહ. બે માત્રાનો શબ્દ. સરખાવો અરહું. का. प्र. १-१४.

૨૭. द्रुडी-દોડીને. बान-લઢાઇમાં પકડેલા કેદી. ઓળમાં પકડેલ માણસ. खूनकार-फा. ખૂનખાર-લોહીનો તરસ્યો, જેનાથી બધા ત્રાસે એવો. प्राणि-પરાણે, બળ કરીને

૨૮. पंचांग पसाउ--પાંચે અંગે પહેરવાનાં વસ્ત્રનો સરપાવ.

૨૯. सीखामणि-હુકમ, આજ્ઞા. पाट-રાજ. सूधी-પાંસરી, સીધી

૩૦. पिहिरामणी-પોશાક, સરપાવ. सिम्भरनु धणी સંભરનો રાજા. ચોવ્હાણ-ચોવાણોની મૂળ રાજધાની સંભર નામના ખારા સરોવરની તેડ ઉપર જોધપુરથી પૂર્વમાં ૧૫૪ મૈલ ઉપર હતી. એ સરોવરની વચ્ચે બેટ ઉપર ચોહાણોની દેવી, શક્તિ શાકંભરીનું દેવળ છે. અજમેર વસાવ્યા પછી રાજગાદી અજમેર ગઈ. ચોહાણોની જૂદી જૂદી શાખાઓએ જૂદે જૂદે ઠેકાણે ગાદીઓ સ્થાપી હતી; છતાં બધા સંભરરાવ-સંભરધણી-સંભરપતિ એ બિરૂદથી બોલાતા. લગભગ સંવત ૭૦૦ માં 'માણેકરાય ચોહાણે શાકંભરી દેવીના નામથી આ સાંભર શહેર વસાવ્યું હતું. પૂર્વે મોટું નગર હતું. પણ હાલ માત્ર જોધપુરના તાલુકાની સ્થિતિમાં આવી પડયું છે. જુવો મુનશી દેવીપ્રસાદકૃત મારવાડની ભૂગોળ. અને ટૉડ રાજસ્થાન.

૩૧. ऊधारु-અવધારો, નક્કી માનો, જાણો. भणी सूरठ-સૂરઠભણી, સોરઠ તરફ. ઉલટાવેલો ક્રમ. भूमिं-ભૂમિમાં, દેશમાં; જૂવો का. प्र. १-११.

૩૨, सभा सिद्ध-સભા સાથે, સર્વાનુમતે. पतां-એ તો. अह्मारु-પ્રથમ વરડી લધુ છે.

૩૩. हईअडि-હૈયામાં.

૩૪. कान्हडदे....प्राणि-કાન્હડદે આણ માનતો નથી, વાત ઘણી રસે હડે ચઢી છે. चडी-હાલનું ૨૫ ગઢી.

૩૫. पवाडु-પવાડો. वडु-મોટો. वख्यात કીર્તિવંત. महमुद साहनु केडु-અલાઉદ્દીન શાહની પાસે રહેનાર-હજૂરી. અલાઉદ્દીનનું આખું

નામ ઇસ્કંદર ઈ સાની સુલ્તાનુલ્લ આઝમ અલાઉદ્દુનયા વોદ્દીન મહમ્મદશાહ એવું હતું. **बन्दु**-બન્દો, મહેરબાનીનો માણસ, સેવક. **ग** પ્રતમાં આ તૂક છે નહિ.

૩૬. **बांदु**-બંદો. **फुरमांण**-ફરમાન, હૂકમ; **फा**. ફરમાનીદન. **न्युघा**-નોંધ્યું, નિર્માણ કર્યું. ઠેરવ્યું.

૩૭. **महितु**-મહેતો. **पोसातु**-યોગ્ય, મોટો. **मीर**-**फा०** અમીર ઉપરથી થયેલો શબ્દ; સરદાર, જાગીરદાર. **मलिक**-રાજા. **मेलावइ**-મેલાવામાં-જમાવમાં. મેળાવો-જમાવ. સરખાવો લોકગીત 'ચોળા, તું મારે સજન મેળાવા જોગ.' **खोजा**-નોકર. **खान**-અમીર. પીર, મલિક, ખોજા, ખાન વગેરે ઘણા આપ્યા.

૩૮. **गढरोहु**—ઘેરો. **तेह**-તેનું; ૬ છઠ્ઠીનો પ્રત્યય. સરખાવો **का. प्र.** १-५, ९.

૩૯. **सोमईआ**-સોમનાથ, સોરઠી સોમનાથ મહાદેવ; બાર જ્યોતિર્લિંગમાંનું એક. ૧ સોમનાથ (સોરઠમાં), ૨ મલ્લિકાર્જુન (શ્રીશૈલ પર્વત પર), ૩ મહાકાલ ( ઉજ્જયણમાં ), ૪ ઓંકાર ( અમલેશ્વર ), ૫ વૈજનાથ ( ચિત્રાભૂમિ ક્ષેત્રમાં ), ૬ નાગેશ ( દારૂકવનમાં ), ૭ કેદાર ( બદરી, હિમાલય પર ), ૮ ઘુસ્મેશ ( એરૂલ ), ૯ રામેશ ( સેતબંધુ ). ૧૦ ત્ર્યંબકેશ્વર ( ત્ર્યંબકમાં ), ૧૧ વિશ્વેશ્વર (કાશીમાં) અને ૧૨ ભીમશંકર ( ભીમા ), એ બાર જ્યોતિર્લિંગ કહેવાય છે.

'**भडकमाड**'-ડગે નહિ એવો-જૂ. ગૂ. ભિડકમાડ. **का. प्र.** २-१४. ( **भट्ट** ) સુભટ ( **कमौड** ) પરાક્રમી. **हठ**-નરજાતિમાં વાપર્યો છે. **का. प्र.** १-११.

૪૦. **डहली**-નાનો તંબુ; **फा**. દેહલીજ. **दोर**-મોટાં દોરડાં:-**स. दोरक.** **सावान**-**फा**. સાયબાન-તાપ અને તેજ ન આવે એવા આગાડી પડદાવાળા તંબુ. **सिराचा**-**फा**. સરા ( ધર્મશાળા ) ચા લઘુતાદર્શક પ્રત્યય; સમીયાણો **फा**. સમિયાના-સપાટ છત હોય એવા બાજૂએથી ખૂલ્લા તંબુ. **घडीआजोयण**-ઘડીએ જોજન, ચાર ગાઉ ચાલે એવા.

૪૨. **फारुकी**-ખલીફા ઉમર ફારૂકના અનુયાયીઓ, તેમ જ તેમની ઓલાદના. **हवसी**-હબસાન, એબિસીનિયાના રહેવાશી-હબસ. **बंगाल**-

બંગાળાના રહેવાશી. पाला पलि–પગે ચાલે છે, પગપાળે જાય છે. काहर–કાવડીઆ; काहारो परिखंधे। काहारो परिखंधो जलादिवाही कर्मकर इत्यर्थः ॥ दे. ना. मा.।

૪૩. तब्बाक–થાળ, ખૂમચો ઉપાડનાર; અ. તબક–ખૂમચો. पेसरा–फा. પિસર–છોકરો; જુવાનિયા. पूढा–મોટા, જબરા.

૪૪. मयगल–મદગળ, મયગળ, મેગળ, હાથી. पूंतार–મહાવત; જૂવો ભીમકવિનો પ્રબોધપ્રકાશ. પ્ર. ૫ 'વળાગિં પૂંતારિ પૂંતાર.' पाखर–ઘોડાપર નાંખવાનું બખ્તર. पक्खरा तुरय कवचे। दे. ना. मा। कठपंजर–અંબાડી; સરખાળો કાઠડો ને પાંજરી.

૪૫. सारसी—સરસાઈ, ચડસાઈ, સ્પર્ધા.

૪૬. ऊवट–ઉજ્રરાટી–આડી. ऊपड्या चालइ–ઉભ્યા ઉભ્યા ચાલે. ग માં આ તૂક નથી.

૪૭. नफेरी–મોટી શરણાઈ. काहल–શિંગી–શિંગડાના આકારનું ફુંકવાનું વાઘ. नि–ને, અને. नीसाण–ડંકાનોબત. मेहलाण–પડાવ, મુકામ.

૪૮. कुद्दालीआ–કોદાળીઆ. રસ્તો સાફ કરનાર લશ્કર. आरहडे–પથ્થરફોડા–કચ્છમાં 'આહરોડા' જાતના રજપુત છે, એ જાતનો આ ધંધાની સાથે કાંઈ સંબંધ હશે? ત્રી. વિ. घणि––ઘણ વડે, ત્રીજી વિભક્તિ.

૪૯. वागडु–વગડાઉ–જંગલી. સાવજ–રાની પશુઓ. ભાલણે પોતાની કાદંબરીમાં વગડાઉ પશુના અર્થમાં સાવજ અને પક્ષીના અર્થમાં સાવિજ એવો ભેદ રાખ્યો હોય એમ જણાય છે. પ્રેમાનંદ નળાખ્યાનમાં પક્ષીને માટે 'સાવજડું' એ બોલ પણ વાપરે છે.

૫૦. समरसी–મેવાડ ( ચિતોડ )નો રાવળ, જેના વખતનો વિ. સં. ૧૩૩૦ નો શિલાલેખ મળ્યો છે. એ ૧૩૫૦–૧૩૬૦ સુધી હતો. જૂઓ ગૌરીશંકર ઓઝાનું ટોડરાજસ્થાનનું ચોપાનિયું ૧૧. ટૅાડ સાહેબ સમરસી રાવળ ૧૩૩૧ માં મરી ગયાનુ કહે છે. वनासि–બનાસ નદી ઉપર, वूंवीआ–બૂમાટા, ઉડતી ખબર. બાવડ.

५१. **गयणि**—ગગનમાં. સપ્તમી. **मुहडासि**—મોડાસે.

५२. **लेसीऊं**—લઈશું. 'સામે મોઢે લઢવા જઈશું.'

५४. **कामजसारि**-કામ સારે છે. પહેલી લઢાઈ આરંભે છે. **रणि पेरण**-રણ ઉપર રણ.

५५. **लोह**-લોહું, તરવાર. **करकटीआ**-સં. **कंकटक**-બખ્તર-બખ્તરીઆ. **समोह**-સામે મ્હોએ. सं. **संमुख**, प्रा० **संमुह**.

५६. **सरगापुरि**-સ્વર્ગમાં. **वइसी**-બેશીને. सं. **उपविश**. સરખાવો બઇહું.

५७. **घाली लाइ**-લાહ્ય લગાડી. **लूसालूसि**-લૂટાલૂંટ. આ તૂક પછી પૂનાની 'ग' પ્રતમાં નીચેની પુનરુક્ત પ્રક્ષિપ્ત તૂક છે.

> **'भागा देस काहानम चिडोतर वावननी खेड हारि;**
> **गूजरातिनु खोखर भाथु अजीय न आवइ पार.'**

५८. **डंडाहि**-ડંડાવ્ય, ડાંગરવા અને આજુબાજુનો મુલક; **डंढाव**=ઉંઝા, ડાંગરવા, સિદ્ધપુર; જૂવો ઇંડિયન એન્ટિકવરી, પુ. ૬, પા. ૨૦૮–૨૧૦. **चिडोत्तर**--ડંડાવ્ય અને ધાણધારની વચ્ચેનો મુલક. હાલનું 'ચરોતર' નહિ. **धाणधार**-પાલણપુર અને આજુબાજુનો પ્રદેશ. **धंधोलि**-ઢંઢોળી, હચમચાવી નાંખી. **वीवी**-ખબર, વાવડ. **पोलि**-પોળ, દરવાજો.

५९. **दीघा**-ચોઢ્યું; સરખાવો 'કટક ગયા', 'મધુ લીધા'. **झूझार**-લઢવૈયા. **माग नीसार**-જવા આવવાના રસ્તા. જૂતાં ખતોમાં 'માગનિછાર' ચાલ નિકાલના અર્થમાં વપરાતો.

६१. **रही**-થોભીને.

६२. **रुखे**-ઝાડ, વૃક્ષ. **नाणि**-તપાસી જો, અનુભવી જો; જૂવો 'તેં કહ્યું તે મેં નહિ માન્યું, આજે મારી જાતે નાણ્યું', દયારામ. **किर**-કેરાં. **गोहलां**-ગિલોડાં.

६३. **वालि**—ઘોડાર.

६४. **हसिइ**—હોસે, થશે. જૂનું રૂપ 'હ્સઈ' અને પાછળનું 'હસે', એ બેની વચ્ચેનું રૂપ. **चांग** [फा०]-ઝૂમ, તે ઉપરથી નિભાવ, न-

માજ કરવા આવવા આમંત્રણ તરીકે તોડા ઉપર ચઢીને પડાતી બૂમ. सेलार–સરદાર. સાલાર.

૬૬. भणी कटक ऊपडचां असाउलि–અસાઉલ ભણી ઇ. શબ્દનો ઉલટપાલટ ક્રમ. असाउल–અમદાવાદ વસ્યાની પૂર્વે તે પ્રદેશમાં હતું તે શહેર. અમદાવાદના એક 'આસ્તોડિયા' દરવાજાના નામમાં જ માત્ર એની નિશાની રહી છે. જે દરવાજે થઇને અસાઉલ જવાય તે 'અસ્લૂારયા' કહેવાતો. આ શહેર આશાભીલનું હતું. हीलोल्यु–હલાવી મૂક્યો, હચમચાવી નાંખ્યો. अति कीधुं.—ખૂબ કર્યું–રોળ વર્તાવ્યો.

૬૭. धूलकूं—ધોળકું, ધોળકા. सूरति–સુરત. रानेर–રાંદેર.

૬૮. तडिआं—કાંઠા ઉપરનાં, બંદરો. घंघोलां–હલાવી મૂક્યાં. सायर—સાગર. सावटूं–જરીઆન?

૬૯. सपराणा—જબરા, મોટા.

૭૦. तारवाति–લૂંટ. सामटी–સમેટી, સાંભરી. वाजी सान–ડંકો દઇને. का० प्र० १–७१, १०५, १९२. पियाणूं–પ્રયાણ.

૭૧. सोरठ—સૌરાષ્ટ્ર, આખું કાઠીઆવાડ. मयगलपुर–?

૭૨. दीव [सं०] द्वीप. કાઠીઆવાડની દક્ષિણે આવેલાં બેટ અને બંદર. हालकल्लोल—હાલકહુલક; हलबोलो कलकलः। दे० ना० मा०. द्रहवोल–ધરાબોળ.

૭૩. हईआ ढक्क–હૈયાફાટ, હૃદય ચીરી નાંખે એવો. वूंवरण–બૂમરાણ, બૂમાટો.

૭૪. वाड–વાઢ. केलेहरा–?

૭૫. पिण्डोलूं—પંડોળાં. जु–પાદપૂર્ણાર્થે.

૭૬. नाठतूं—(વર્તમાન કૃદંત.)–નાસભાગ કરે છે. देस आगलीआं–મોખરાનાં, મોરચાનાં, મુખ્ય, ધોરી. आडु–સામું.

૭૭. साहण—લશ્કર. घणूं ( ક્રિ. વિ. અવ્યય )–પુષ્કળ. देवकइ पाटणि—સોમનાથ મહાદેવને પાટણ–क છઠ્ઠીનો પ્રત્યય. સરખાવો हिं० देवके.

૭૮. **ऊभ्या**—ઊભા કર્યા; સરખાવો આ ધાતુનો કાઠીઆવાડી ઉપયોગ. **वारगइ**-? **पायगइ**-ફા૦ પાયગાહ=ઘોડાર.

૭૯. **पोलि**—દરવાજો. **पराण**—બળ. **पायक**-યોદ્ધા, પ્યાદળ.

૮૦. **पाद्रि**—ગામના ગોંદરામાં, પાદરે. **गामस्थाणे पद्दं । दे० ना० मा० ।** **सिइफलूं**-ધસારો, છાપો, sortie. જૂઓ **का० प्र० २-४३.** **चउपट** રણરૂપી ચોપટ, બાજી. **राउत**-રજપુત.

૮૧. **वाला**—વાળા રજપૂતો પોતે મૂળ કાઠીઆવાડ ( હાલના સોરઠ, ગોહિલવાડ અને હાલારની મધ્યમાં આવેલો પ્રદેશ–આખો કાઠીઆડ નહિ )ના જ છે એવો દાવો કરે છે; અને તેની વિરુદ્ધ કશો પૂરાવો હજુ ઉપલબ્ધ ન હોવાથી તે માન્ય રાખવું જ પડે છે. હાલમાં એ જાત બીજી જોરાવર જાતોમાં મળી ગઈ છે. એમની સત્તા કોઈ પણ ઝાઝી જામેલી હોય એવું જણાતું નથી. આ જાત ને સોળંકીઓને ચહ્લુ તકરાર થતી અને બન્ને જાતો માંહોમાંહ લઢી, નબળી પડીને નષ્ટપ્રાયઃ થઈ ગઈ છે. **वाजा**-એ રાઠોડની શાખા છે. તેઓ રજપૂતસ્થાનમાંથી આશરે તેરમા સૈકામાં કાઠીઆવાડમાં આવ્યા હતા. વાજાના મુખી વેજાએ ગીરની દક્ષિણે રાવળ નદી ઉપર વેજલકોટ વસાવ્યું. તેથી તેઓ દક્ષિણ કાંઠા ઉપર વસ્યા. ત્યાંથી પૂર્વ તરફ આગળ વધી ઉના અને ત્યાંથી છેક ઝાંઝમેર અને મનારી નદી સુધી ગયેલા હતા. ઝાંઝમેરમાં વાજાનો એક પાળીયો સંવત્ ૧૫૧૨ ની સાલનો છે. હાલમાં વાજાઓ ભાવનગર મહારાજાના ગરાસીઆની સ્થિતિમાં રહે છે. **जेठुआ**-જેઠવા ચૂડાસમા પછી કાઠીઆવાડમાં આવ્યા મનાય છે. એમનું મૂળ બરાબર જણાયું નથી. પણ તેઓ ઉત્તરમાંથી આવી મોરબી નજીક વસ્યા એમ ઠરે છે. ત્યાંથી કાંઠે કાંઠે વધી દ્વારકાં લીધું અને નૈરૂત્ય દીશામાં આગળ વધીને બરડાના પહાડની અને સમુદ્રની વચેના પ્રદેશમાં વસ્યા. એમનું પાટનગર પ્રથમ ધુમલી હતું અને ધુમલી ઉજ્જડ થયા પછી પોરબંદર પાસેના છાંયામાં રાજધાની સ્થાપી. મુસલમાન સત્તાની પડતી સમયે છાંયામાંથી તેઓ પોરબંદર આવ્યા. અદ્યાપિ પોરબંદર તેઓની રાજધાની છે. પોરબંદરના રાણા જેઠવા રજપુત છે. જેઠવા પોતાની ઉત્પત્તિ હનુમાનના

દીકરા મકરધ્વજથી માને છે. चूडासमा—આ જાતના રજપૂતો કાઠી-આવાડમાં ચાવડા પછી આવ્યા. તેઓ ક્યારે આવ્યા તે નક્કી નથી. પણ ઘણું કરી ૭ મા કે ૮ મા સૈકાની લગભગ આવેલા હોવા જોઇએ. ચૂડચંદ્ર નામના મૂળ પુરુષથી એમનું નામ પડ્યું છે. તેમની પહેલી રાજધાની વંથળી (વામનસ્થળી જૂનાગઢ તાબે) હતી. ત્યાર પછી જૂનાગઢ થઈ. તેમની સત્તા ૧૪૭૦ માં નાશ પામી. સિંધના નગરઠઠ્ઠામાં રાજકરતા સમા રજપુતની ઓલાદના તેઓ છે. એ વંશના છેલ્લા રાજા રામંડળિકે હિંદુધર્મ તજીને મુસલમાની ધર્મ અંગિકાર કર્યો અને એનો દેશ મુસલમાનોને હાથ ગયો. રામંડળિકને અમદાવાદનો બાદશાહ જોડે લઈ ગયો જ્યાં એ મરણ પામ્યો. એની કબર અમ-દાવાદમાં કંદોઇઓળમાં અદ્યાપિ છે. ચુડાસમાની સંખ્યા હવે જૂજ રહી છે તોપણ તે ઉંચી પંક્તિના ગણાય છે અને રાજવંશીઓ સાથે બેટી વ્યવહાર કરે છે. સરવૈયા, રાયજાદા, રાહ અને બીજા કેટલાક એ જાતના ફાંટા છે. ઉપરાંત જેસલમીરના ભાટી તથા જાડેજા તેમજ ચોરવાડ તથા કેસોદના ઠાકોરો પણ ચૂડાસમા વંશના છે. से [ सं० समम्. ]—સાથે.

૮૩. ऊसरीआ—પાછા હઠ્યા, ઓસર્યા.

૮૪. ऊठव्या—ઉશ્કેરીને દોડાવ્યા, તતકાવ્યા.

૮૫. वराति भेल—ભેલ પડી. जु—પાદપૂર્ણર્થે.

૮૭. मढवाइ—માઢમાં, મોટાં ડહેલાંમાં. पडाउ—પડાવ.

૮૮. रणि वाउला—રણઘેલા, वाउल्लो=વાતોડો; જૂવો पाइयलच्छी, તે-મજ दे०ना०मा० वाउल्लो पलविरए। वाउल्लो प्रलपनशीलः। બકબકાટ કરનાર, ગાંડો; सं० वातुलः। વાયલ. सं० માં એ અર્થ નથી. दोट्टि—? पाखलि—આજુબાજુ.

૮૯. सूंड्या—ચાલ્યા, ચઢયા. नडी—કનડીને; હેરાન કરીને, રગડીને. जूरियमुत्तम्मियं नडियं । જૂવો पाइयलच्छी. दीहि—દહાડે.

૯૦. गोहर—ઘોરી—ઘોર પ્રાંતનો, અર્થાત્—મુસલમાન. साहि—પકડે, લઇ જાય. देवराइ—દેવના રાજા. મહાદેવ, સોમનાથ.

૯૧. चाड़ि—ચાડે, પારે.

૯૩. ईंडि—ઈંડું, કળસ. सं० अण्ड. आरहडा–જૂવો. का० प्र० १–४८ ની ટીકા.

૯૪. पाडेवा—પાડવા; સરખાવો करेवा, वरतेवा, है०व्या० ८–४। अव० का० प्र० १–९६. ૧–૯૬: તેમજ જૂવો. 'અધર અમૃત રસ પાન કરેવા મુખસું મુખ મેલાવાંરે–' બાઇ તારે.' નરસૈં મહેતો. અપ્ર૦ કા૦ પુ. અં. ૫. અને 'તમ દીઠે દાઢ ગલે મહા સતીઆ અમે અભિમાન ધરેવા; નરસૈંયાચા સ્વામી સંગ રમતાં ભવસાગર તરેવા' અપ્ર૦ કા૦ પુ. અં. ૬.

૯૫. प्राण—બળ. मूंठा–કચ્છી–મૂંડો. सं० मुष्–मंठो सण्ठे दे० ना० मा०. । नांगइ–ભાગે છે ?

૯૬. वरतेचा—વરતવા, થવા. कलिज्जुग.........विलास–કળિયુગ પોતાનો દોર ચલવી રહ્યો છે. देव–મહાદેવ.

૯૭. रहावु [ Causal imp. sing. ]–રાખો भूत–ભૂત, મૂર્ત્તિ. करेसिंउ–કરીશું. चूनु–[ સં. ]–ચૂનો.

૯૮. फलक–પાટ.

૯૯. भूंछ—કાળાભૂંશ–કાળામેશ. त्रीयल–ત્રેલીઆં, તરીલાં, ત્રણજોડી બળદનું જૂથ.

૧૦૧. वलकाक–બળવાન. तूल–તૂર, આકડો, સમળો વગેરેનું રૂ. केथऊं–ક્યાં. સરખાવો પારસી અને સુરતમાં વપરાતું રૂપ કેથું.

૧૦૩. आले वाध्रे हालरां कीधांः–આળું–લીલું, સુકાયલું નહિ તે; વાધરી–ચામડાની કાપીને કરેલી પટ્ટી જેવી દોરી; हालरूं–એકની જોડે એક એમ સાંકળીને બાંધેલો જથ્થો.

૧૦૪. तसलीमा [फा०]–તસલીમ–સલમ કુશળ ઇચ્છવું–ઉપરથી વિદાય. सान–ડંકો.

૧૦૫. वोडि—વીંડિ, બીડ. सिऊं–શું.

૧૦૬. जूनुगढ-જૂનાગઢ. गिरिनार–ગિરનાર. वूलीउ–ઊંધું વાળ્યું, તોડયું. काच–કચ્છ. कन्थागहाडि–કન્થગઢે, કંથકોટે. ત્રીજી વિ૦. કચ્છના ભચાઉ તાલુકામાં આ કિલ્લો છે. તે કંથાદુર્ગ અથવા કંથગઢ પણ

કહેવાતો. કંથકોટ ઇ. સ. ૯૪૩ માં જામસાડજીએ પૂરો કર્યો. તેના પિતા જામમોડજીએ આરંભ કર્યો હતો. (રા મા.) **पारकर**–થરપારકર. 'પાર'=પેલી તરફ; 'કર' અગર 'ખર' મારવાડની લૂણી નદીનું નામ. મારવાડમાં માત્ર લૂણી નદી જ કહેવા જેવી નદી છે. મારવાડની પૂર્વ સરહદથી પશ્ચિમ સરહદ સુધી ગયેલી છે. આ નદી ચોમાસામાં વહે છે અને બીજી રૂતુમાં એનું વહેણ સૂકાઇ જાય છે. એનું પાણી ચોમાસામાં મીઠું રહે છે. સૂકાયા પછી છાછરા વિરડા ખોદતાં પાણી મીઠું મળે છે પણ ઊંડા વિરડા ખોદતાં મળતું અગર બંધ પડેલા વહેણનું ભરાઇ રહેલું પાણી ખારૂં હોય છે. આ ઉપરથી એનું નામ લૂણી ( લૂણ–મીઠું; મીઠાવાળી, ) ખારી એવું પડયું છે. એ નદીની પેલીમેર ચોવાણોની બીજી શાખાનું રાજ હતું. લૂણીની પેલીમેરનો પ્રદેશ અને ત્યાં આવેલું શહેર તે પારકર. જૂવો ટૉડરાજસ્થાન, તેમજ મૂતશી દેવીપ્રસાદવાળી ભૂગોળ. **ठट्टू**–ઠઠ્ઠા, નગર ઠઠ્ઠા.

૧૦૭. **आपणपूं**—પોતાપણું–આપબળ.

૧૦૯. **गाह**—ઘો. **कही**–કોઇ જગાએ.

૧૧૧. **मुहल**—મહેલ–કચેરીનો તંબુ. **बीसी**–બેસીને. **मसूराति**–મસલત, મન્ત્ર; **फा०** મુસવરત.

૧૧૨. **मन्त्र**—છાનો ઠરાવ. મસલત. **अस्यूं**–આવું. આ પ્રમાણે. **मांटी**–મરદ થજો, બહાદુરી બતાવજો. કવિ પ્રેમાનંદ પણ આ શબ્દ આ જ અર્થમાં વાપરે છે. ' સાંભળી મલ્લ માંટીડા થાય. ' પ્રે. ૬૦ ભા૦ કડવું ૧૨૧. કાઠીઆવાડમાં 'પુરૂષ–જૂવાનિયો' એ અર્થમાં પ્રચલિત છે. સુરત તરફ 'માંટીડો ' ધણી. અમદાવાદ તરફ ધણી એ અર્થમાં વપરાય છે, પણ સ્હેજ તિરસ્કારયુક્ત અર્થ છે. 'મોટો માંટી થયો છે. ' 'નબળો માંટી બઇઅર પર શૂરો.'

૧૧૩. **मंडइ**—મંડે, લઢે, લઢાઇ માંડે, સૈન્ય વ્યૂહમાં ખડું કરે, લઢવા આવે; જૂવો. **का० प्र०** १—१७७. **आणीमुहि**–આમને મોંઢે–આ તરફ. **मि**—મેં; ત્રીજી વિ૦

૧૧૪. **मूत**—મૂત, મૂર્ત્તિ. **वान्दि**–કેદી. **सजाइ**–તૈયારી. **मांटी हुइ तु**–મર્દ હોય તો. જૂવો **का० प्र०** ૧૧૨ ની ટીકા. **घाछु**–નાકું. **वांघे**–રોકે.

૧૧૫. **सिइ [सं० स्वयम्]**-સ્વય, સ્વે, પોતાની મેળે. **आपणू**-પોતાનું. **राखे**—બચાવે-ઉગારી લે.

૧૧૬. **सुपनन्तर**—બીજું સ્વપ્નું. **हूंतइ**-હોતાં, થતાં, સતી સપ્તમી. **पाउ धारां**-પગ ધર્યા, પધાર્યા.

૧૧૭. **ईशान**—મહાદેવ. **गोरी**-ગૌરી-પાર્વતી. **तेरा**-મુસલમાનની એક જાત, મુસલમાન.

૧૧૮. **अजि**—૭૭. **लीधइ जाइ**-લીધો છતાં જાય છે. સતી સપ્તમીનો ખોટો પ્રયોગ-અથવા **सं० स्थ** ધાતુ ઉપરથી સાધિતરૂપ. લેઇને જાય છે. ભૂ૦ કૃ૦ નો ક્રિ૦ વિ૦ તરીકે ઉપયોગ-સરખાવો **हिं०** 'ધૂમસે' ગાડી લિવાય લીનો જાય.'

૧૧૯. **दैत्य थिकु**—દૈત્ય પાસેથી.

૧૨૦. **मोर**—મોરચો, શિરમોરપણું; **सं० मुकुट**. સરખાવો મો'ડ, મોળીયું (માથે બાંધવાનું). **ऊडाण**-ચઢાઈ, હૂમલો; **सं० उड्डाण**-ઊંચા ઉડવું. **जेड**-વિલંબ, ઢીલ; મા૦ જેજ=ઢીલ, વાર; જૂવો જગદેવ પરમારની વાત-રત્નમાળ.

૧૨૧. **रामगिरि**—રામગ્રી, રામકલિ. ભૈરવ રાગની રાગણી. જે ખાસ વસંત ૠતુમાં સવારના સાત આઠ વાગતા સુધી ગવાય છે, તેમજ કરૂણરસને માટે યોજાય છે. **ऊछइ**-ઓછે. આછે; **सं० अच्छ**.

૧૨૨. **वेद**—નક્કી, સાચું.

૧૨૩. **अह्म**—અમારો; છઠ્ઠી. વિ. **विहण्डि**-(સં૦ **खण्ड**-ભાગી નાંખવું) ભાગી નાંખ, કડકા કરી નાંખ, કાપી નાંખ.

૧૨૫. **करेजे**—કરજે; આજ્ઞાર્થ.

૧૨૭. **पराण**—બળ. **तलहटी**-તલાટી-તલેટી.

૧૨૮. **आफणाइ**-(**प्रा० अप्पणिआ । हे० व्या० ।**) પોતાની મેળે. 'આફુણિયે ન્હાસસે દેખીને વારો છો શાને" પ્રે૦ બા૦ ૬૦ કડવું૦ ૫૫

૧૨૯. **परगणूं**—**प्रा० पर**=પરાય-પલાય. પગરણ-આરંભ-પ્રયાણ.

૧૩૦. **वोढि**–વઢવાડ, વઢવેડ, લઢાઈ. **सं० वृध्**–મારી નાંખવું; જે ઉપ-રથી: વાઢ, વાઢો, વાઢવું, વાઢીઓ વગેરે શબ્દ થયા છે. **करेसि**–કરશે. **अछबां**–છાનામાના, એમાં 'अ' વધારાનો હોય અગર 'आ'= **समन्तात्** નું રૂપ હોય.

૧૩૧. **सिराणइ**—સિરાણે. હાલનું 'સિવાના.' સિવાના જોધપુરથી પશ્ચિમે ૫૪ મૈલ ઉપર આવેલું શહેર એ રાજનો તાલુકો છે. જૂવો. મુ. દે. મા. ભૂગોળ.

૧૩૨. **काठगढ**–લક્કડકોટ!

૧૩૪. **सीख**—આજ્ઞા.

૧૩૫. **हेजबनि**–હેજબને અ૦ હિજાબ=પડદો, ચક; તે ઉપરથી પડદા આગળ રહેનાર નોકર–દ્વારપાળ. હાજીબ–રાજગૃહાધિકારી. ઘરખટલાનો ઉપરી અધિકારી, કંચુકી. (Chamberlain). **वरदारनकीवे**–(ઉલટાવેલો ક્રમ)– નકીબ બરદારે, છડીદારે, (નકીબ અ૦ છડી; બરદાર=ઉ-ચકનાર, રાખનાર.) મોટા માણસોની તહેનાતમાં રહી તેના હોદ્દા, બિરદ વગેરે મોટેથી બોલી લોકોની નજર ખેંચનાર તેમજ મળવા આવનાર માણસનું નામ હોદ્દો વગેરે બોલીને કોણ આવ્યું છે તેનું સૂચન કરનાર તે નકીબ બરદાર, છડીદાર.

૧૩૬. **करु विच्छेद**—વિચ્છેદ કરો, ફોડ કરો, ફોડો, મેળવી લો. **म जेहु**–વિલંબ ન કરો.

૧૩૭. **सविहूनि**—સઘળાને. **अनाम** ઈનામ. **तीरी द्राम**–તેરા, એક જાતના મુસળમાન–મુસલમાન–મુસલમાનોનો સોનાનો સિક્કો. તેરા અગર તીરીદ્રામ–દ્રામ–દિનાર, મુસલમાની સિક્કો, ગુ. દામ. **सं० द्रम्म. ग्री०** Drachma.

૧૩૮. **आवा**—પાસે; **सं० अग्रे.**

૧૪૦. **पासि तुह्म दीधी**—તમારી જોડે આપી, મોકલી હોય તે; તમારી મારફત કહાવી હોય તે અરજ.

૧૪૧. **डु**—જો. **वैश्वानर**–અગ્નિ. **वलतु**–સિવાય. **कहिइ**–ક્યાંઈ પણ.

૧૪૩. **आयसि**–હુકમથી.

૧૪૪. कटकह [ ઉ, છઠ્ઠીનો પ્રત્યય ]-કટકની, ફોજની; સરખાવો. का० प्र० १-५-९.

૧૪૬. तडंग—મ્યાન. मड्डसु-પાડો.

૧૪૭. ताहरि जमलि—તારી બરાબર, તારી જોડના, તારા જેવા व्याज-માટે.

૧૪૮. लीजइ—લીજે, લઈએ. વ્યુત્પત્તિએ કર્મણિ વર્તમાન ત્રીજો પુરુષ એક વચન; પણ હાલ વપરાટમાં કર્તરિ વર્તમાન પહેલો પુરુષ બહુવચન અપ० लीज्जइ.

૧૪૯. पूरवु—પૂરો, પૂરી પડાવો, પૂરાવો. वर्सासु-વર્ષ. रातीवाहु-રાતવાસો.

૧૫૦. जण—માણસ. હાલ કાઠીઆવાડમાં આ અર્થમાં વપરાય છે. वेसरी [ सं० वेसर ]-ખચ્ચર.

૧૫૧. मरातव [ અ० મરતબાનું બહુવચન ]-પદવિ, પદાવને યોગ્ય મુકામ, भला-સારા, જબરા. झूझार-ઝુઝનારા, લડવૈયા. तुहि-તોયે, તોપણ.

૧૫૨. वंदीवाल—બંદીવાન. सांदाता-પીડા પામતા; सं० सीद् . ढाडि-રાઢ; સરખાવો ધાડ. का० प्र० १-१५९. दीसि-દિવસે. अगासि-ખુલ્લામાં. तावडि-સૂર્યના તાપથી. राति [ ક્રિ. વિ. તરીકે ઉપયોગ ]-રાતે.

૧૫૩. विछोह्यां—વિખૂટાં કરેલાં, માતાની પાસેથી દૂર કરેલાં. सरक्तां-એકધારાં.

૧૫૪. अणुहाण—અડવાણા, જોડા વગર. ल्हइ-લહે, મેળવે. लोहडा-લોઢાની, બેડી.

૧૫૫. हालरां—એક એક સાથે સાંકળીને બાંધીને કરેલાં ટોળાં. वाध्रि-વાધરે, લીલા ચામડાની કરેલી દોરીએ. आलइ-આળીએ, લીલી-સુકાયલી નહિ એવીએ. गालइ-ગાળે.

૧૫૬. विछोह—વિયોગ, વિજોગ: विच्छोहो विरहः। दे० ना० मा०। नाह-નાથ, ધણી, વર. घाह-ધાહ.

૧૫૭. **अह्मे**—પ્રથમ પુરૂષ વાચક સર્વનામ, બહુવચન. વૈદિક સંસ્કૃતમાં **वयम्** અને **अस्मे**, એવાં બે રૂપ છે. તે પરથી સંસ્કૃતમાં માત્ર **वयम्** રહ્યું અને **अस्मे** વપરાયું નથી. પ્રાકૃતમાં **अस्मे** રૂપ ઉપરથી **अम्हे**--**अह्मे**, અપભ્રંશમાં **अह्मे**, જૂની ગુજરાતીમાં **अह्मि**, ગુજરાતીમાં **अमे**, મરાઠીમાં **आह्मि**, હિંદીમાં **हम** અને કચ્છી અને સિંધીમાં **असीं**. **अणूरुं**-અયોગ્ય.

૧૫૯. **गोयर**—ગોચર, ચરો, ઢોરને ચરવા સારૂ પડતર રાખેલી જમીન-આધાટ ન કરી આપેલી જમીન. **पाडी वाट**-વાટ પાડી, રસ્તે લૂંટ કરી.

૧૬૦. **रिखि**—રૂષિ, બ્રાહ્મણ.

૧૬૧. **संभेडा-?**—**लाया**-લગાડ્યા, સળગાવ્યા.

૧૬૨. **पातिग पंच**—પાંચ મહાપાપઃ-' કનકચોરી, ગુરૂતલ્પગ, બ્રહ્મઘાત, મદપાન; યહચોં સંગતિ મહાઅઘ, તરે કૃષ્ણગુનગાન '-**वस्तुवृंददीपिका**;

૧. બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણચૌર્ય, માતૃગમન અથવા ગુરુપત્નીગમન અને તત્સંગ-નર્મકથાકોષ.

૧૬૩. **ऊसासी**—ઉખાડી.

૧૬૪. **वुहर्या**—વહોર્યા, વેચાતા લીધા. **वीक्या**-વેચ્યા. લીધા અને વેચ્યા, વેપાર કર્યો. **गलंतइ**-ગળતાં, ગ્રસતાં.

૧૬૫. **'कइ धन...........पोख्यां गात्र'**—કે પારકાં ધન બળથી-પરાણે ઝૂંટી લઇને અમારાં પામર-તુચ્છ શરીર પોસ્યાં.'

૧૬૬. **लीजइ**—**अप० लिज्जइ** જૂવો० **का० प्र० १-१४८** ની ટીકા. **चाडइ**-ચાડે, પારે. **रुधिउ**-રૂંધાયલો, ભીડમાં આવેલો, સપડાયલો.

૧૬૭. **आसव**—મદ્ય, દારૂ; દ્રાક્ષનો તે આસવ. **ब्रह्म**-બ્રાહ્મણને. બીજી વિ૦. **पाड्या वंधान**-કેદમાં પાડ્યા. બ્રહ્મની જોડે સંબંધ રાખે છે.

૧૬૮. **केहइ-पापि**—કેવા પાપે.

૧૬૯. **अंगीकर्यां**—અંગીકૃત, માથે લીધેલાં, કબૂલ કરેલાં **कालहरि**-કાલર, ઘાસની ચોરસ ગંજી. ગોળ ગંજી તે ઓઘલો, ન્હાની તે ઓઘલી.

૧૭૧. सप्तव्यसन—

' દ્યૂતરમન, મૃગયા, પલભચ્છન રંગહે, મદ્યપાન, ગુનકાવર પ્યારિસંગહે;
ચોરીસહ યહસાથ વ્યસન આગમ કહે; નયે નાથ બલિવર્ધ સપ્તસો એહીરે.'

व. वृ. दी.

लांच अजुगति–અયોગ્ય, નિંદ્ય એવી જે લાંચ.

૧૭૨. केहा—કીયા.

૧૭૩. कीधु मेल—મેળાવો કર્યો, લશ્કર એકઠું કર્યું.

૧૭૪. जंवारइ—જન્મારે. સં० जन्मन्, પ્રા० जम्मो, હિં० જંવારા.

૧૭૫. विगूचतां—વાતો કરતાં.

डांगरा–દાંડીઆ; डांगरा फेरिया–દાંડી પીટાવી, દાંડી ફેરવી.

૧૭૬. पडखुकटक—પાક્ષિક, પખું કરનાર લશ્કર. जेतलइ–જેટલે, જ્યારે.

૧૭૮. कान्हड—બીજી વિ०. सरूप–સ્વરૂપ, હાલત. थिकु–થકુ, થી, પંચમી વિ०.

૧૭૯. सनाहु [ સં० सनद्ध ]–બખ્તરવાળું. संख–સંખ્યા.

૧૮૦. जिमीइ [ પ્રા० जिम ]–જમાય. કર્મણિ વર્તમાન ત્રીજો પુરૂપ એકવચન. जु–પાદપૂર્ણાર્થે.

૧૮૧. उपलहाणा—વગર પલાણે. सजाई–તૈયારી.

૧૮૨. છત્રીસ રાજવંશનાં નામ જૂદા જૂદા ગ્રંથોમાં જૂદાં જૂદાં છે. પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો, ચંદ વરદાઈ, કુમારપાળ ચરિત્ર, ખીચીઓના ભાટ વગેરેની યાદીયોપરથી કર્નલ ટાડે યાદી બનાવી છે. જેમાં ૩૮ વંશ આપ્યા છે. કર્નલ ટોડ તે નીચે પ્રમાણે ગણાવે છે.

| | | | |
|---|---|---|---|
| ૧ ઇક્ષ્વાકુ–સૂર્ય | ૭ કછવાહા. | ૧૨ ચાવડા | ૧૭ બલ્લા |
| ૨ ઇંદુ–સોમ–ચંદ્ર | ૮ પરમાર | ૧૩ ટાંક–તક્ષક | ૧૮ ઝાલા |
| ૩ ગ્રહિલોત–ગહેલોત | ૯ ચોહાણ. | ૧૪ જીટ–જાટ | ૧૯ જેઠવા–કામરી |
| ૪ યદુ–જાદવ. | ૧૦ સોળંકી ચાલુક્ય | ૧૫ હુન–હુણ | ૨૦ ગોહિલ |
| ૫ તુંવર | ૧૧ પડિહાર | ૧૬ કાઠી | ૨૧ સરૈયા |
| ૬ રાઠોડ | | | |

| | | |
|---|---|---|
| ૨૨ સિલારં | ૨૭ બડગૂજર | ૩૩ મોહિલ |
| ૨૩ ડાભી | ૨૮ સેંગર | ૩૪ નિકુમ્ભ |
| ૨૪ ગૌડ | ૨૯ સીકરનાલ | ૩૫ રાજપાલી |
| ૨૫ ટોડા-ડોડ | ૩૦ વૈસ | ૩૬ દાહિમા |
| ૨૬ ગોહરવાલ | ૩૧ ડાહિયા | ૩૭ હૂલ |
| | ૩૨ જોહિયા | ૩૮ ડોહરયા |

खांडां-તરવારો, તરવાર ધરનાર યોદ્ધા. एक एक पाहि-એક એકને પડખે, એક એકથી. ઘણું કરીને પક્ષ ઉપરથી. सपराणा-બળવાન. भुजि-ભુજબળથી, લડતાં. नावइ-ન આવે.

૧૮૩. सूडापंखा—પોપટની પાંખના રંગના. किहाड़ा-ક્યાયડા. नीलडा-કાળુડા.

૧૮૪. पंचवर्ण—પચરંગી. पाखरीआ-પાખર પહેરાવીને તૈયાર કર્યા. સરખાવો 'રાતો ઘોડો રણપાખરિયો સહસ્રભર્યો શણગાર જોને.' कंकलोह-એક જાતનું પલાણ. केकाण-ઘોડો.

૧૮૫. खुरतालि—દાબડા વડે, ખરીએ. सार-વાગ, લગામ. वारगिरि-ઘોડેસ્વાર સિપાઈના, સિપાઈએ વાપરવાના. देवराणा-અપાયા. આ રૂપ હાલ પણ વિસનગર તરફ પ્રચલિત છે; જેમકે દેવરાણું, જવરાણું, ખવરાણું. ૯. ऊवट-આડે રસ્તે, ખરો રસ્તો મુકીને, વાંકી વાટે.

૧૮૬. सावलोह-તદ્દન લોઢાની. पाणी.........चालइ—પાણીના પૂરની પેઠે, પાણી ઢળ્યું જતું હોય નહિ એવી રેલાતી ચાલે.

૧૮૭. आंगां—શરીર-ધડ ઉપર પહેરવાનાં બખ્તર. टोप-માથે પહેરવાનું બખ્તર. रंगाउलि-એક જાતનું બખ્તર. खांडां-મોટી તરવારો. खेडां-ભાલા. पटा-પટા ફેરવવામાં વપરાતું હથીઆર. कटारी-કટાર. सींगणि-કામઠાં. जोझमली-ઝૂઝવામાં, ઘૂમતાં લઢવામાં સારી. लीजइ सारवसारी-સારી સારી ટાળીને લેવાય છે.

૧૮૮. छत्रीश दंडायुध—છત્રીશ જાતનાં આયુધઃ—ચક્ર, ત્રિશળ, ધનુષ, વજ્ર, બાણ, કૈવાણ, તુફંગ (બંદુક), કોકબાણ, ફરશી, કટાર, છરા, સેલ (બરછી), ખેટક (ઢાલ), ગદા, સાંગ, તોમર, પાશ, ભુશંડી, બાંટ, ખંજર, જંબુર. લઠ્ઠ, જંત્ર, અંકુશ, ભાલુ, હળ,

મુશળ, ખાંડુ, ખરખડ, જંજાલ, જરહ, શુમી, શુરંજ, દલ ( કુહાડો ) પટા, પિસ્તોલ.

**पडण पड्या**–નમસ્કાર પડ્યા, ભોંયપર પડીને દંડવત નમસ્કાર કર્યો. **आसापूरी**–આશાપૂરી–ચોવાણોની શક્તિ.

૧૮૯. **जाँपाडे**–છતાડે, કાન્હડદેને જય આપે. **सं० जि, प्रा० जिम्प,** જૂ૦ ગુ૦ **जाँप. आरिका**–ઉતારેલી આરતીની શગ ઉપર હાથ ધરીને પોતાની આંખોએ લગાડવાની ક્રિયા. તેમજ દેવની વિભૂતી, ન્હાવણનું જળ વગેરે લઇને પોતાની આંખોએ લગાડવાની અગર કપાળમાં ચોપડવાની ક્રિયા.

**भटाउली. प्रवाहि**—ચાલવામાં, વેગમાં **कडाहि**–કઢાઇ; **सं० कटाह. पडख**–સરસાઈ. **सुखासनि**–સુખપાલે બેસીને, **आलोची**–દર્પણમાં મોં જોઇને, ઠીકઠાક થઇને અગર સારા શુકન સારૂ દર્પણમાં જોઈને. **सेलहुत**–જમીનદારની તરફથી વુઝ્રે વગેરે ઉઘરાવનાર અમલદાર, સેલોત. **तूरकी**–તુર્કસ્થાનના, **पइठाणा**–પ્રતિષ્ઠાન–પૈઠના. **अहिठाणा**–અહિચ્છત્ર–પાંચાળના. **ऊंदिरा**–ઉંદરના રંગના. **कलथीआ**–કલથીના રંગના. **क्षेत्र**–ઉત્પત્તિસ્થાન. **वाहिक**–પંજાબ. **ऊडणभ्रमरी**–દરિયાના વમળમાંથી ઉત્પન્ન થએલા. **विशेपगति करइ**–ખાસ ચાલે ચાલે છે. **समुद्रमांहि वस्या**–દરીઆમાં જન્મેલા. ઘોડા વેચવા આવનાર વખતે ગપ મારતા હશે કે અમારા દેશમાં અમુક જાતના ઘોડા સમુદ્રમાં થાય છે! સમુદ્રમથનમાંથી નીકળેલાં ચૌદ રત્નોમાં 'ઘોડો' પણ એક હતું તે પ્રખ્યાત છે. **वावना चंदन**–એક જાતની સુખડ. **पाखर**–ઘોડાનું બખ્તર. **पातली पटाटि**–પાતળી ગરદન ? **पीतलहर**–પીતળનાં, 'ह'= છઠ્ઠીનો પ્રત્યય તેમજ 'ર' પણ છઠ્ઠીનો પ્રત્યય. એવડી છઠ્ઠીનું ઉદાહરણ. **परनारीसहोदर**–પરસ્ત્રી ને સહોદર–મા જણી બહેન ગણનારા. **बोलावी मारि**–બોલાવીને હાકોટીને મારે; અણચિંતવ્યા અણજાણમાં નહિ. **मारि नइ मरि**–મરે તો મારીને મરે. **छत्रीस युद्ध सरम्र करि**–યુદ્ધમાં વપરાતી છત્રીસે કળા–કવાયત જાણે એવા. **हूंते**–છતાં. **सं० भू** ઉપરથી. **तेह राउते**

**चालते हूंते** સતીસપ્તમી. **सं० तेषु राजपुत्रेषु चलत्सु सत्सु. रत्नाउली**–રત્નાવળી, શિરપેચ મુકુટનાં જડેલાં રત્નોની પંક્તિ. -**फडहडचा**–મદમાં આવ્યા. **फेत्कार**–ફુત્કાર–ફુંફાડા. **आसणी**– [**सं० अश्वः प्रा० अस्सो** જૂ. ગુ. **आस** ઘોડો; '**णी**'=ની. છઠ્ઠી વિ૦]. ઘોડાની. 'ણી' પ્રત્યય સંબંધાર્થે ઘણો જ થોડો વપરાયલો છે. **वंदीजन**=ભાટ, ચારણ. **विरदावळी**–બિરૂદનાં ગાન. **सनाह**–બખ્તર.**सं० संनाह. धनख**–ધનુષ્ય. આ રૂપ હિંદીમાં કાયમ રહ્યું છે. **अणी**–ભાલાની અણી. **अणी तणा अंगार**–અણીઓ અંગારાની પેઠે ચમકતી હતી.

૧૯૦. **त्रंबकि**–ત્રંબાળુ, મોટી નોબત.

૧૯૧. **उपरि थिका**–ઉપરવાટે. **घाटि**–નાકે, ઘાટે; **सं० घट्ट;** તેવી જ રીતે પહાડ–**सं० प्रघट्टक. नह**–નોબત. **तरवरीआ**–તરવરી રહ્યા. ભીડ થઈ. **तलहाटि**–તળાટી, તળેટી.

૧૯૨. **लेसिउ**—લઇશું.

૧૯૩. **पइसी प्राणि**–બળ કરીને, પરાણે પેશીને. **मारिजो**–મારજો; **अप० मारिज्ज**. Potential.

૧૯૪. **हेरू**—બાતમીદાર, ચાર.

૧૯૫. **केडि**—કેડ, પૂંઠ. **तारव्या**–વીણી કાઢેલા, તારવી કાઢેલા, ચૂંટી કાઢેલા.

૧૯૬. **दीवी**—મશાલ; **सं० दीपिका**. કચ્છમાં હાલ પણ એ અર્થમાં વપરાય છે.

૧૯૭. **जांगी**–જંગી, મોટાં. **मांटी**..........**पराण**—કાયરના તો જોઇને પ્રાણ નીકળી જાય એમ બધા મર્દ મૂછે વળ દેતા હતા–મૂછ મરડતા હતા, એમ અન્વય લેવાનો છે. લશ્કરમાં ભીરૂ તો હતા જ નહિ.

૧૯૮. **काठगढ**–લક્કડકોટ. **चूकी रह्या ते नासि**–ચોકી રહેલા મુસલમાનો નાસે છે.

૧૯૯. **हाक**–હાંકોટવું તે; **सं० आकारय. दशमुहव्या**–દિગ્મૂઢ થયલા, ગભરાયલા. **काने पडीआ ढाक**–કોલાહલથી કાને ધાક પડી ગયા, કાન બહેર મારી ગયા.

૨૦૦. **छांडी छाक**—છક, મગરૂરી, ટીશી મૂકી દીધી. **आपोपइं**–આપો આપ, પોતાની મેળે. **वलकाक**–?

૨૦૧. **धाह**—ત્રાહ, ત્રાહ; **सं० त्राहि. किम्हि**–કેમે કરીને. ગમે તેમ. **ऊवेले**–ઉગારે; **प्रा० उव्वर**, જૂ. ગુ. (મૂળ)–ઉવલ, (પ્રેરક) ઉવેલ, સરખાવો; ઉગર ઉપરથી ઉછેર. **सार**–સાહ્ય.

૨૦૨. **जरह**=બખ્તર, **जीन**–પલાણુ–પલાણુ પર નાંખવાનું બખ્તર. **लेवराइं**–લેવાય.

૨૦૩. **वेढि**—વઢવાને, લડવાને, લડાઈ સારૂ; અવ્યયરૂપ.

૨૦૪. **हळहळ करी**—કલબલાટ કરીને.

૨૦૫. **पीआर**—પારકાં.
**भणी अजूआलां**.—અજૂઆલાં ભણી. **आपण**–પોતાના–પોતાના પક્ષના; (**सं० आत्मन**). **पीआर**–પારકા, દુષ્મનના; (**सं० पर**). **विगत न लाभइं**–વ્યક્તિની ખબર પડે નહિ. **वइटी**–બેશી ગઇ, ભાગી ગઇ.

૨૦૬. **तीना**—તેજ. **ऊटवि**–ઉડાવે, ફેંકે, ફુદાવે.

૨૦૭. **जरहजीण**—એક જાતનું બખ્તર. **आंगां**–અંગ ઉપર પહેરવાનું બખ્તર.

૨૦૮. **पाखर फोडइ**—બખ્તર વિંધી નાંખે. **विछोडइ**–વછોડી–તોડી નાંખે.

૨૦૯. **लोह कटाकटि वाजइ**—તરવારો કટાકટ અવાજ કરતી અથડાય. **भाजइ**–કાપી નાંખે.

૨૧૦. **मालतणां**...........**झूंटइ**–મલ્લની પેઠે બાથે આવે અને વળગા ઝુમી કરે. **माल**–મલ્લ. **डोट**–ઢાલ, આડઓથ. **वजावइ**–વગાડે છે, મારે છે. **भडइ**–લડે છે.

૨૧૧. **उपरि थी**..............**ढलि नीहाउ**—ઉપરથી (હાથી ઉપરથી) પૂંતાર–મહાવતો નીચે ભોંયપર પડે છે તેના પગ ભાગે છે; (યોદ્ધાઓ) હાથીઓની સૂંઢ વાઢી નાંખે છે ને ટિંચણુ કાપી નાંખે છે તેથી તેઓ ભોંય ઢગલો થઇને પડે છે. **ढांचो**–ટિંચણુ. **नीहाउ**–ઢગલો. **सं० निकाय, प्रा० निहाउ**. જૂઓ **पाइयलच्छी**.

૨૧૨. कंध [ सं० कंधरा ]-કાંધ. धगड़-મુસલમાન; તુર્ક ઉપરથી. ચાલુ બોલીમાં ધગડો-સિપાઈ. સરખાવો तर्कु-ત્રાક ઉપરથી प्रा० धग्गो. मारेवा-જૂવો का० प्र० १-९४-९६ ની ટીકા.

૨૧૩. मारीथल-કસાઈખાનું. पग मेल्हणु न जाइ-પગ મેલ્યો ન જાય -પગે ન મુકાય. व्याहणा मांही-સવારમાં-પ્રભાતમાં; सं० विभा ઉપરથી; प्रा० विहाणम्. સરખાવો ' ઢોલ્લા, મઇં તુહુ વારિઆ, મા કરૂ દીહા માણુ; ણિદ્દઇં ગમીહિ રત્તડી, દડવડ હોહી વિહાણુ!'

૨૧૪. फेरी—ફેરવીને, મરડીને. चंब-ચર્મ-ચામડું.

૨૧૬. કેટલીક પ્રતમાં ' રણિક્ષેત્રિ ' એવો એવડી ' સપ્તમી 'વાળો પાઠ છે. અર્થની સ્ફુટતાને માટે મુકી દીધો છે.

૨૧૭. करासिं कोडि—કેડ લેશે, પૂંઠ પકડશે. ऊवेले-ઉગારે; જૂવો का० प्र० १—२०१ ટીકા.

૨૧૮. पांजरी भागी-હાડપંજર ભાગ્યાં. તૂટી ગયાં.

૨૧૯. भागे कणसे पडी तरुआर्युं—ભાગેલે પાને-પાનાં ભાગેલાં એવી તરવારો રણાંગણ પર પડી હતી. સરખાવો હાલ કાઠીઆવાડમાં વપરાતું રૂપ. 'તરુવાર્યું.'

૨૨૦. कंध—કાંધ. कबंध-ધડ. कचरावोह-કાદવ. वोह=વહેળો; સરખાવો ખેડા જીલ્લાની નદી મેસવો-મેહવોહ-વર્ષાદના પાણીનો વોહ, તેમજ કચ્છી અને કાઠીઆવાડી શબ્દ ' વોકળો. ' पखालिआ-પખાળ્યું. ધોયું, સાફ કર્યું.

૨૨૧. कान्ह तणु अवतार—કૃષ્ણનો અવતાર.

૨૨૨. सिंहार—સંહાર, નાશ. संखेपि-સંક્ષેપે. ટૂંકામાં.

૨૨૩. संपजइ=સાંપડે, મળે. सं० संपद्यते-प्रा० संपज्जइ. निधान-ભંડાર જૂવો. का० प्र० १-९ ની ટીકા. रेवंत-ઘોડો. સંસ્કૃત શબ્દ નથી પણ रय=વેગ ઉપરથી બનાવી કાઢેલો જણાય છે. वझइ-બાંધે છે. सं० वध्यते.

૨૨૫. वाहलां नहीं वियोग—વ્હાલાંનો વિયોગ નહીં. સમાસની વચમાં

'નહીં' મુક્યો છે-सजन-સ્વજન, પોતાનાં માણુસ. સરખાવો સ-જની-બ્હેનપણી.

૨૨૭. मयगल......वारि [ सं० मद्कल મદથી મસ્ત-ગાંડો થયેલો; વિશેષણ; જૂ. ગુ. મયગળ, ગુ૦ મેગળ ]-પુણ્ય હોય તો બારણે હાથી બંધાય છે.

૨૨૮. वेंणि—सं० वेणु નરજાતિ; વેણુ-ગુ. નારીજાતિ. 'વેણુ વાગી' खाट-ખાટલો, પલંગ.

૨૨૯. पुत्रसंतान—એક જ અર્થના બે શબ્દનું જોડકું. સરખાવો છૈયાં છોકર. पाधरा [ सं० प्रध्व ]-સિધા, અનુકૂળ.

૨૩૦. सार—સારાં, ઉત્તમ. ऊजली-ઉજળી, નિષ્કલંક.

૨૩૧. त्रिणि वार..............मंगलाचार—ત્રણે વાર-સવાર, બપોર, સાંજ; એકસો ને આઠવાર; પુણ્યે ઘેર ત્રણે કાળ-સદા-એકસોને આઠવાર મંગળ થાય છે. कडुउ चवइ [કડવું प्रा० चव=બોલવું]-પુણ્ય હોય તો માણુસની બોલી મીઠી થાય. નઠારૂં ન બોલાય.

૨૩૨. पुण्यइ......आदरि—પુણ્ય હોય તો માણુસ આદરવડે-અંતઃકરણ-પૂર્વક હોંસથી-પુણ્ય કરે. પુણ્ય કરવામાં હોંસ થાય.

૨૩૩. अणयुगतूं—અસંભવિત, ન બને એવું.

૨૩૪. पुहुवि—પૃથ્વિમાં-દુનિઆમાં.

૨૩૫. वंद्णि—બંદીજન, ભાટચારણ વગેરે.

૨૩૬. न्हलाई खेव—તરત, ત્વરાથી નવરાવીને. देव-મહાદેવ. वद्धामणां-सं० वर्द्धयति, वर्द्धापयति, ( નામ ) वर्द्धापनम्, प्रा० वद्धा-वइ-વધામણી.

૨૩૭. મદન—મૂળ અર્થ ( सं० मद् ઉપરથી ) કામદેવ; પ્રશસ્તપણું બતાવનાર શબ્દ मदनभेरी=ભેરી-મોટું-સારૂં બૂંગળ. સરખાવો મદનબાટ=મેવાવાળો ઉત્તમ કંસાર; તિરસ્કાર બતાવતા નાન્યતર-જાતિ લગાડેલો શબ્દ મદનીઉ [=ઓછી ઘી નાંખીને બાફી કાઢેલો કંસાર.] तालियातोरण-ઝાડના પોલા સાંઠાનું ત્રિકોણ પાડીને બના-વેલું તોરણ-તરીઆતોરણ; सं० त्रिक ઉપરથી. गुडी—હાની ધજા.

સરખાવો ગુડીપડવો (પ્રાકૃત જનોનો 'ઘોડી પડવો')=શાલિવાહનના શકના આરંભનો-પહેલો દિવસ ચૈત્ર શુદ પડવો. તે દિવસે ઘેર ઘેર ન્હાની ધજા ચઢાવવાનો રિવાજ દક્ષિણમાં છે.

૨૩૮. **देवराइ**—દેવાય છે; **रास**-દાંડીઆ લઇને ઢોલના તાલ પ્રમાણે ગોળ કૂંડાળામાં ફરતાં નાચવાની રમત. રાસ લેવા-દાંડીઆ રમવા. લૂણ=મીઠું. **लूछणां**-નોંછાવર, મીઠું ઉતારવું તે, અલખલા જવા સારૂં મીઠું ઉતારવું તે. **पेखणां**-તમાસા જોવાના.

૨૩૯. **फूल पगर**—ફૂલના ફગર-ઢગલા; **सं० प्रकर.** સરખાવો 'ફુલ ફગરનો ઘાઘરો, એને સાળૂડે કસબી કોર રે.' **अबीर- अ०**-શકરીઆં બાફી દળીને કરેલો-સુગંધ મિશ્રિત-ધોળો અગર કાળો પીળો લોટ. બ્રાહ્મણોએ આ શબ્દને સંસ્કાર આપીને સંસ્કૃત બનાવી દીધો છે. **अबिलं च गुलालं च.।**

૨૪૦. **खांडव- -?** કોઠારી-કોઠારનો ઉપરી. **चासणी-खाण,** ચંદી. હાલ ગુજરાતીમાં ઘોડાને ખવરાવવાના દાણા સંબંધે નહિ પણ બીજાં ઢોર-ગાય, ભેંસ, વગેરેના સંબંધમાં ખાણ શબ્દ વપરાય છે. કચ્છમાં એ અર્થમાં વપરાય છે.

૩૪૧. **सविकह**—સહુ કોઇના. **मांहिलि मुहलि**-માંહિલે મહોલે, અંતઃપુરમાં, રણવાસમાં.

૨૪૨. **मांडवि**—માંડવામાં. **ऊढणि**-ઓઢણી. **प्रा० होरणं वत्थे । दे० ना० मा० ।**

૨૪૩. **निगोदर ?**—આ બહુ વપરાયલા શબ્દનો અર્થ સ્ફુટ નથી. **नेउर-सं० नूपुरं-प्रा० निउरं-नेउरं-पक्षे नूउरं** નેપુર, પગનું ઘરેણું.

૨૪૪ **त्राट**—થાળ. **चुक**-ચોક. **सं० चतुष्पथ.**

૨૪૭. **वेलिइ**—બેલે, બેલડીએ, જોડે, પડખે. **सं० द्वि.** સરખાવો બેલું, બેલી, બેલ

૨૪૮. **सरसां**—સાથે. **संबल**-ભાતું, મુસાફરીમાં જોડે રાખવા કરેલું ખાવાનું. **सं० शंबलम्.** **पहिरणां**-પેરણાં-લુગડાં. **माणस तणां**

**वर्ण अढार** [ ઉલટાવેલી રચના જૂવો ]–અઢાર વર્ણ તણાં માણસ.
**पसूयां**–જનાવરો.

૨૪૮. **प्रतपे**—તપો; **सं० प्रतपतु. कोडि**–કોટિ, કરોડ. **वरीस**–વરિસ, વરિસુ–વરસ. **सं० वर्षम्.** સરખાવો માતા તેડતી વખત ગવાતું ગીત. 'ચાંદલા ચૂકચાં દો રે આશીષ; ઘણું જીવો..........કોડિ વરિશ.' તેમજ 'પ્રતપો કોડિ વરીસ.' **पंचामृतइ**–પંચામૃત વડે, દૂધ, દહિં, મધ, ઘી અને સાકર વડે.

૨૫૦. **सोल उपचार**—ષોડશોપચાર–પૂજાના પ્રકારઃ–આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, પ્રદક્ષિણા, નમસ્કાર, અને પુષ્પાંજલિ. **भगति**–ભક્તિ. એ નવ પ્રકારની ગણાય છે; શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન.
**जुहारइ**—નમસ્કાર કરે.

૨૫૧. **असंभम**—મનાય નહિ એવી–બની શકે નહિ એવી. ઘણી વિકટ.

૨૫૨. **तास**—તેની. **सं० तस्य. प्रा० तस्स. जामलि**–જેટાની. **वागडि**–વાગડમાં.

૨૫૩. **थाहर**—ઠાર, જગા. **सं० स्थलम्. प्रसाद**–પ્રાસાદ–મંદિર.

૨૫૪. **सि**—પોતાની. **सं० स्वीय. पांचे लिंगि**–પાંચે લિંગમાં–લિંગના પાંચે કટકા મળીને આખા સોમનાથ થયા તેની જે પૂજા કરે.

૨૫૫. આ કડી બીજા ખંડની છે પણ અર્થની સુગમતા સારૂ આ ખંડમાં ઉમેરી છે.

પ્રથમ ખંડ–વિવેચન સમાપ્ત.

## બીજો ખંડ-'વિવેચન'.

૧. **तणुं**—જૂવો. ખંડ ૧-૪ ની ટીકા. **वंभ**-જૂવો. ખંડ ૧-૧૩ ની ટીકા. બીજી લીંટી ઔચિત્ય જોઇને પ્રથમ ખંડમાં મૂકી છે. વખતે લહીઆની ચાલાકીથી અહીં પેશી ગઈ હશે એમ જણાય છે.

૨. **नासी उवल्या**—નાસી છૂટ્યા, નાસીને ઉગર્યા; प्रा॰ **उव्वर**-પાછળ રહેલું-ઉગરવું. **एक**-કોઇ, કોઈ એક, કોક; અનિશ્ચિત સર્વનામ. **विहीण**-વગર. **भूखई**-ભુખે. **खीण**-ખિન્ન, દુઃખી.

૩. **घूमन्ता**—ચકરી ખાતા, લડથડતા, અડબડીઆં ખાતા. **घाइ**-ઘાને લીધે, ઘા વાગ્યાથી-**डोली**-ડોળીએ. **ऊपाड्या**-ધલાયા, ઉપડાયા. **तणइ**-તણે; છઠ્ઠીનો પ્રત્યય. **टोइ**-ટુવે, ટીપે ટીપે પાય. **पलइ**-જાય.

૪. **रलतां**—રઝળતાં-**री**-જે ઉપરથી રય-વેગ જવું. તે પરથીજ રખડવું, કાઠીઆવાડી રડવું (ગબડવું અથડાવું). સરખાવો 'ભાલણની કાદંબરી-શ્યામવર્ણ સ્ત્રી નીલાંબરનું પિહિરણિ પાઇ **रलतु.**' કડવૂં ૨. કડી. ૪૬.' **थ्या**-થયા. હાલ કાઠીઆવાડ અને કચ્છમાં આ રૂપ વપરાય છે. 'દીઠે મુકે દીઅણા થ્યા અલા બાણ મારી વયલો બારોચો. એક કચ્છી કાફી. **नयरि** નગરી-જૈન કવિયોની કવિતામાં આ રૂપ ઘણું વપરાયું છે. 'અનુપમ નયરિ ઉજ્જેણ, લલનાં. **ऊगण्या**-અવગણ્યા, અપમાનિત, તિરસ્કાર કરાયલા. **अंधारुं करी**-અંધારૂં કરીને, હાર પામીને, લાજવા જેવી હાર ખાઇને. **अंतरि**-આડું.

૫. **अस्यु**—આવું. **भावइ**-ગમે. સારૂં દેખાય. **पइठु**-પેઠો. **भागा तणी**-હાર્યાની. હાર ખાધાની. કેટલીક પ્રતનો પાઠ '**सागीतणी**' છે. **सागी**-શોકમય ખબર. **तुरकणी**-મુસલમાનીઓ.

૬. **खरांकी**—[ सं. **कक्षा** ] ખડકી, કરાખી, ઘરની આગળનો ભાગ-**पहिरणी**-પહેરવાનામાં; હેત્વર્થ. **सूथणी**-[ सं. **सक्थि**=સાથળ ] સાથળે પહેરવાનું તે, ચોરણા, તુમાન, પાયજામા; સરખાવો. ઝાંઘ-

ઝંધડી, ટાંગ-તંગડી. नेउर [सं. नूपुर-प्रा० नेऊर] નેપુર, પગનું ઘરેણું.

૭. लाखई—ફેંકી દે, કાઢી નાંખે; સુરત તરફ હાલ વપરાતું રૂપ. एकावलहार-એક શેરો મૂલ્યવાન હાર. सवि-સધળા. वीणि-વેણિ, ચોટલો. विछोडे-છોડે, વછોડે. दोर-દોરી, માથાનું નાડું. लूस्या वंदोर-લૂંટેલા બંદર જેવી. તે વખત ચાંચીઆઓનો જૂલમ કેટલો હશે તે સૂચવે છે.

૮. रहइ—રહે, જંપે. थ्यु-થયો; ગ્યાના જેવું રૂપ. विखवाद-ઝેર જેવું, ઝેર કહેવાય એવું. रोआवी-રોવરાવાઈ. मुहगी मूलि-મૂલે મોંઘી, મોંઘેરી, ઘણી વહાલી.

૯. फूटरा—ફુટડા, ગોરા, રૂપાળા. वाउला-જૂવો. ૧-૮૮ ની નોટ. रणि वाउला-રણઘેલા. माउला-પ્રીતિવાચક શબ્દ-માજી, પૂજ્ય સગાં, मातुल મામો, સસરો, પૂજ્ય? म० માઉલી. 'રામદાસ માઉલી.'

૧૦. स्याप—શાપ. सांथ-બાંધ્યાં હાટ વગર ભરાતું બજાર, ગુજરી. विसाणे-મળવાને, બેસવાને, ભરાવાને ઠેકાણે. पडीया वाट-વાટ પડી, વાટ બંધ થઈ, રસ્તો સૂનો થઈ રહ્યો. देवराणां-દેવાયાં, વસાયાં. વીસનગર તરફ હાલ પણ વપરાય છે. સરખાવો ખવરાંય, જવરાંય, દેવરાંય.

૧૧. एकापकि—એકથી બીજાને મ્હોડે, એક એકથી. सणिजि-સંભળાય છે; શણ-સાંભળવું; શણી લેવું-સાંભળી લેવું, હાલ સાંભળ્યું ન સાંભળ્યું હોય તે સમજી લેવું એ અર્થમાં. सग्नि-દીલગીર થવા જેવી વાત, શોકની ખબર. निदानि-નક્કી. ते-તેમને; બીજી વિ૦

૧૨. भडवाउ—ભડવીર. दीघउ दाउ-દાવ દીધો, હાર ખવરાવી. आगलि-સામે.

૧૩. अवधारू—સાંભળો. वीतु-વીતેલું તે. सीदा-દુઃખી થયા. सं. सीद्. खानि-ખાન પણ.

૧૪. मीरां—અમીરના અર્થમાં વપરાતો બોલ. બહુધા સંત જેવા ને

લગાડાય છે. ख्वार–નાશ પામ્યા. सैद–સૈયદ. मलांणे–મુલ્લાંએ. लीधा घास–દાંતે તરણાં લીધાં; શરણે ગયા. बांद–બંદા, તાબેદાર, નોકર. बरदार–ધારણ કરનાર–નકીબ બરદાર. નકીબ અધ્યાહાર.

૧૫. हबसी—હબસાન કે એબિસીનિયાના રહેનાર. मूगल–મોગલ. नवि लाभइ पार–પારે જડે નહિ એટલા, ગણત્રીએ થાય નહિ એટલા. उदाली लीया–પડાવી, ઝૂંટાવી લીધા. ताखति–લૂંટ. छंडावीया–તજાવ્યા, લૂંટી લીધા.

૧૬. शाह मनि—શાહ, પાતશાહના મનમાં. हेज–હેત; પ્રીતિ.

૧૭. बंदी.........जीवता—જીવતા કેદી કર્યા, જીવતા પકડી લીધા. अंसूं–આંસું. नेत्रि–આંખે; ત્રી. વિ૰

૧૮. वात.........सलाम—વાત વાતને છેડે સલામ કરે. एकमना–એકદીલા. એકસંપી. એક સરખા मारइ–મારવડે, આરાથી, મારે કરીને. मूत–મૂત, મૂર્ત્તિ, સોમનાથ મહાદેવ.

૧૯. रोल—રોળ, સંહાર. नांखिउ–તજી દીધું, વર્જ્યું. तंबोल–પાન.

૨૦. देसाउरि—દેશવિદેશે. विइसइ–બેસે, સભા ભરે. बाहरि मूहुल–મહેલની બહાર દર્શણે.

૨૧. सारू—બધું. આખું.

૨૪. विमासी—વિચારી. साथि थिकु–સાથે થઈ, જોડેજોડે. खांडाधर–તરવારીઆ. ઈલિકાબ તરીકે છે.

૨૫. मसूरति—[ અ. મસવરતી ] મસલત. सीखामण–હુકમ, नामजाद–વખણાતા, પંકાતા. लिउ–લો. नूप्यां–નિર્માણ કર્યા. उडऊ हाथ–હાથ લંબાવો.

૨૬. सोहण—લશ્કર. सजाई–તૈયારી. सिउं–સાથે. मांडउ–માંડો.

૨૭. चलावउ—ચલાવો. सोबति वाहु–જોડે લો, સાથે રાખો. आपापणा–પોતપોતાના. लेओ–લ્યો. झूझार–લડવૈયા, ઝૂઝનારા.

२८. **मयगल**—મદ ઝરતો હાથી. **पालउ**–પાળો.

२९. **करी कूड**—કપટ કરીને. **पासउ**–પાસું; નરજાતિ, હાલ ન્યાનતર. **हांसउ**–ટેકડી, મશ્કરી; નરજાતિ, હાલ નાન્યતર.

३०. **करासिउ**—કરશે. **विछेद्दि**–વિક્ષેપ પાડીને, ફાટફૂટ પાડીને. **सिरि कीधू**–માથે ચઢાવ્યું.

३१. **हलहल**—ઝટપટ. **पाछउ**–પાછું. **पछइ**–પછી.

३२. **हीइ........पराण**–મનમાં ઘણું બળ, ધુમડાઈ રાખે છે. **बेटउ**–બેટો–દિકરો.

३३. **विसमु**—દુર્ગમ. **अछिइ** [ આછઇ–અછિઇ–છિઇ–છિ–છઇ ] છે. **लेसिउ**–લઈશું. **तलहटीइ**–**का०प्र०१–१९१** ની ટીકા જૂવો. **घोरिं**–ઘોરમાં. **जि**–જ.

३४. **भडतां**—લઢતાં. **किमइ**–કેમે.

३५. લશ્કરે ઝાડબીડ ભાગી નાંખ્યાં, મુલક પાદર થયો; ને નવાણનાં પાણી ખૂટીને કાદવ ડહોળો થઈ ગયાં. **जिम**–જેમ.

३६. **तरक**—મુસલમાન. **उतरीया**–વટાવી નિકળ્યા. **वुली**–વળાવી, ઓળંગીને. **घाट**–પહાડી રસ્તો. **कंद्दर**–ગુફાઓ.

३७. **रीसाविउ**—રીસાયો, ફફડી–કોપી ઉઠ્યો. **तहिं लगि छइ थाणि**–થાણે, થાણાપતિ હતો તે કારણથી. **सिंहतणी........गाजइ**–સિંહની પેઠે ગર્જના કરી ઉઠ્યો. **समीयाणि**–સમીઆણામાં, સીવાણામાં. સમીયાણા–સીવાના–જોધપુરથી ૫૪ મૈલપર પહાડપર આવેલું શહેર અને કિલ્લો. આ કિલ્લો ઘણો વિકટ છે અને ત્યાં ઝાલોરના કાન્હડદેવનો ભત્રિજો સાંતલસિંહ રાજ્ય કરતો હતો. એલીયટે આપેલી 'તારિખ ઈ અલાઈ'માં અલ્લાઉદ્દીનની આ ગઢ ઉપર ચઢાઇની સાલ ૧૩૦૮ આપેલી છે.

३८. **वूंबइ वूब**—બૂમેબૂમ. **सुणीजिइ**–સંભળાય. **भणइ**–કહે. **करु**–કરો.

३९. **आजि** – [ **प्रा० अज्जई**– ] અદ્યાપિ, હજી. **नावइ** [ **न आवइ** ] આવતું નથી. **तु**–નો. **वाहरि**–વહારે, મદદે.

૪૦. **खित्रि तणु.........सपराणु**—ક્ષત્રિકુળનું બળવાન તેજ. ક્ષત્રિકુળ તિલક. **गमांगमां**—ચોતરફથી, ઠેરઠેરથી.

૪૧. **पाखरीया**—પાખર ચઢાવી, ઘોડાને બખ્તર પહેરાવ્યાં. સરખાવો. ' રાતો ઘોડો રણ પાખરીઓ. સહસ્ર ભર્યો શણગાર જોને.'

૪૨. **मंजोहरि-?**—**खलभलीउ**-ખળભળી ઉઠ્યું, ગભરાટથી તળે ઉપર થઇ ગયું. **मेलाण**-બેડો, છાવણી.

૪૩. **काहल**-(૧) શિંગડા અગર ધંતુરાના ફુલના આકારનું ફૂંકવાનું વાદ્ય. **सं० काहलं**. (૨) મોટી નોબત. **सं. काहला. सइफलूं**-ધસારો, હૂમલો, ( sortie ).

૪૪. **उसरिउ**—ઓસર્યો, હઠ્યો. **असंभम**-અસંભવ, મનાય નહિ એવી, બને નહિ એવી. **ऊदाली लीधा**-ઝૂંટાવી લીધા. **सइ**-સો. **छइ**-છએ.

૪૫. **अधलूं कीधूं**, અર્ધોઅર્ધ સંહારી નાંખ્યું. **मचकोडयुं**-મરડી નાંખ્યુ. **वेडी**-લઢાઈ બાદ. લઢીને, હાથ બતાવીને. **क, ख, घ**માં આ તૂક નથી. માત્ર **ग** માં છે.

૪૬. **सरसां**—સાથે. **संबल**-ભાથુ=**सं० शम्बलं**.

૪૭. **वली**—વળી, આવાર પણ. ફરીને પણ. **सूडीनि**-ચાલીને.**देखु... हमारु**-અમારો હાથ ( કર્યું ). જોયો, અમારૂં પરાક્રમ દીઠું. **वीतु**-વીતક, વીતેલું તે. **वरांसु**-[ **सं० विमृष्** ] વિચારો, **एक...... वीतु**-એકવાર શું વીત્યું હતું તે વિચારી જૂવો.

૪૮. **गढरोहु**—ઘેરો.

૪૯. **खांडायत**—તરવાર ધરનારા. **पाखरीए**-પાખરેલ, પાખરેલા ઘોડા સાથે **इत्**-**इयो** પ્રત્યય લગાડીને કરેલું વિશેષણ. **छडे पिआणे**-છડી સ્વારીએ, એકલા એકલી.

૫૦. **लेअ**-**ई** જોઇએ તેને બદલે હ્રસ્વ **अ**. આપણે લેય, દેય, વગેરે રૂપ કરીએ છીએ તેનું પૂર્વરૂપ. **विलगु**-વળગ્યો.

૫૧. **मारेवा**—મારવા. જૂવો ટીકા. **का. प्र.** ૧-૯૪; ૧-૧૬. **वाचि**-

[ प्रा० विचि. ] વચમાં, વચિ કીધા—વચમાં લઈ લીધા. अंगो-अंगि—ખૂદમખૂદ. विह्नु—બન્ને. उथला—[ स० उत्था—સાહમું થવું. ] સામા હુમલા. સરખાવો રાધાજીના ઉથલા—સામા જવાબ.

૫૨. सींगिणिगण—ધનુષ્યોની પણછ, ધનુષ્યની પણછના ટંકારવ ગાજી રહ્યા. ऊडइ—ઉછળે. જાણે વિજળી ઝબુકતી હોય તેમ તરવારો ઉછળી રહી. भडइ—લડે છે.

૫૩. विह्नु गमइ—બે તરફે—બે બાજુએ वृद्धि—વધે છે. एकधार—એક સરખા. केतला कहीइ—કેટલા ગણાવીએ.

૫૪. રાજાઓમાં અને સીંધલ કુળમાં બહુ બળીઆ ભોજલો ખાંડાધર સજ્જ થઇને સાહમે રણે ચાલ્યો. सुहडइ—સુભટે.

૫૫. सहुइको—સહુ અને કોની વચ્ચે પણના અર્થનો ઇ નાંખ્યો છે. भडकमाड—કચ્છી, ભડાંકમાડ. જૂ. ગૂ. ભિડકમાડ—પરાક્રમી—કમાડ સુભટ—ડગે નહિ એવો વીર. આજ લગી બધા જેને રણમાં મહા બળીઆ જાણતા હતા તે મહાવીર ભોજલો ખાંડાધર રણક્ષેત્રમાં પડયો.

૫૬. वधाचो—વધામણી, વધાઈ, સરખાવો વધાવો. 'વધાવો મારે આવીઆ' ગીત. भागां—હરવ્યાં, છલ્યાં.

૫૭. सांढीउ—સાંઢીઆ, રબારીઆ સાંઢીએ બેસી ખબર લઇ જતા, સાંઢણી સ્વાર.

૫૮. इंसी—એવી. चाहुयाण जीतु—ચહુવાણની જીત થઇ. मलिकिं—સાહચર્યાર્થે તૃતિયા. મલિક સાથે. तासि परि कीधी—તે રીત કરી. એ હાલ કર્યા.

૫૯. क्या वलाइ ऊठी—શી બલા—આફત આવી પડી तुरकाणइ—તુર્કગણ ઉપર, મુસલમાનો પર.

૬૧. माहिलिचूकि—માંહ્યલે ચોકે—ઠેક અંદરના ચોકમાં. करेवा—કરવા જૂઓ ટીકા. ૧–૨૪, ૧–૨૬, ૨–૫૧, का० प्र० भागा—હરાવાયા.

૬૨. डामनिडोल—ઘરબાર—ઠામઠેકાણું.

૬૩. આ તૂક માત્ર ग માં જ. मि—મે. वसि—कीधा વશમાં આણ્યાં

મેં વશ કર્યા. અહિં **वस** નામ છે; હાલમાં વિશેષણ તરીકે વપરાય છે. **गौड**–બંગાળા: **चौड**–ચોલ રાજ્ય, કોરોમંડળ. **गाजणूं**–ગીઝની. **कनूजूं**–કનોજ. **मरहठ**–મહારાષ્ટ્ર. **लाडदेश**–લાટદેશ. પૂર્વ દક્ષિણ ગુજરાત, કાનમ, ભરૂચ વગેરે પ્રદેશ. **सिंधु**–સિંધ. **गूजर**–ઉત્તર ગુજરાત. **सोरठ**–સૌરાષ્ટ્ર–કાઠીઆવાડ.

૬૪. **मालव**—માળવા. **चंदेरी**–ગ્વાલિયરના રાજ્યમાં એક જૂનો કિલ્લો અને શહેર. **मांडव**–માંડોગઢ–માહુંધારમાં જૂનો કિલ્લો. **सारङ्गपुर**–મધ્ય પ્રાન્તમાં દેવાસના રાજ્યમાં જૂનું શહેર અને કિલ્લો. **रणथंभर**–રણથંભોર–જયપુરના રાજ્યમાં દુર્ગમ ડુંગરી કિલ્લો. અલાઉદ્દીને ઈ. સ. ૧૩૦૧માં લીધો હતો. **चीत्रोड**–ચિત્રકૂટ–ચીતોડ–ઉદેપુરના રાજ્યમાં જૂનો પ્રખ્યાત ડુંગરી કિલ્લો. **नागुर**–નાગોર–જોધપુરના રાજ્યમાં જૂનું શહેર.

૬૫. **जिमणपुर**—જુઆનપુર, જવાનપુર. બનારસની ઉત્તરે આવેલું શહેર. જો કે એ પ્રદેશ મુસલમાનોના તાબામાં આવ્યો હતો પણ ખાસ આ શહેર ફીરોઝશાહ તઘલખે બંધાવ્યું. અગર–પુનરૂદ્ધાર કર્યો હતો. બેશક પદ્મનાભના વખતમાં અલ્લાઉદ્દીને છત્યું એમ કહેવાતું હશે તેથી એણે અલ્લાઉદ્દીનને મોંએ એમ કહેવડાવવાની ભૂલ કરી હોય એમ જણાય છે. **पूर्व दिसिं जिमणपुर मथुरां वळी ते अंतरवेघ**—પૂર્વ દિશામાં દોઆબમાં જમુના નદી ઉપરનું શહેર મથુરાં (મદુરા–દક્ષિણનું નહિ;—ઈ. સ. ૧૩૧૧ માં સર કર્યું હતું. **अंतरवेघ**–દોઆબ. **काकपुर**–? **भोजपुर**–ભોપાળના રાજમાં એક શહેર. **डीसा**–પાલણપુર એજન્સિમાં આવેલી છાવણીનુ શહેર; પણ પૂર્વ સાગર સુધીની હકીકત અહીં છે તેથી **उडीसा**–(=ઓઢિયા, ઓરીસા) પાઠ લેવો ઠીક છે. **चांपी**–દબાવીને, બળ કરીને.

૬૭. **पंडुआ**—પાંડ્ય રાજ્ય. દ્વારસમુદ્રની દક્ષિણમાં જે મોટાં ત્રણ રાજ્ય હતાં તેમાંનું એક. ચેરા અને ચોલ એ બીજાં રાજ્ય હતાં. **जालंधर**–જાળંધર દોઆબ પંજાબનું **कास्मिर**–કાશ્મિર. **कामरु**–કામરૂપ હિમાલયની તળેટીએ આસામ સુધીનો જૂનો પ્રદેશ. **हिमाचल चूल लगइ**–હિમાચળ શિખર સુધી. **सं. चूडा**–**चूला**.

૬૮. **खुरासाण**–ઇરાનનો ઇશાન કોણનો પ્રદેશ. ખોરાસાનને મેં મારા ઘોડાની ખરી તળે દબાવી દીધું. ખૂંદી વળ્યો. **निधान**–ભંડાર. **उच्च**–પંજાબમાં ભાવલપુરના રાજ્યમાં ભાવલપુરની અગ્નિકોણમાં પાંચ નદીઓના સંગમપર આવેલું પુરાતન શહેર. **मुलतान**–પંજાબમાં.

૬૯. **चीण**—ચીન. **भोट्ट**–ભુતાન **दंडूर**–? **ढोरसमुद्र**–દ્વારસમુદ્ર, મલબાર. ચાલુક્ય રાજાની પુનઃ સ્થાપના વખતે તેમની રાજધાની. મ્હેસૂર રાજ્યમાં આવેલી છે. **उलग**–ઓળગ, ચાકરી, રાજસેવા. **आनागूंदी**—વરંગુળના રાજ્યમાંનો ડુંગરી કિલ્લો. **चेदर**–બીદર **तिलिंग**—તિલંગણ–તૈલંગ દેશ. **मुडुधा**–મડધા–જોરાવર, મલ્લ જેવા જબરા, જવાંમર્દ; નડીઆદમાં જ્યાં પૂર્વે હોળીની લઢાઇ વગેરે થતું હતું તે જગા હાલ મડધાબારી–મડદાબારી–કહેવાયછે. મર્દ ઉપરથી. છેક દ્વારસમુદ્ર સુધીથી બળવાન રાજાઓ અમારે ઘેર દંડ–ખંડણી–લઈ આવે છે. ટપાલના બંદોબસ્તને અભાવે ખેપીઆ–કાસદો કાગળો વગેરે લઇ જતા તે કાસદોના ઉપરીને પણ મડધા કહેતા. અહિં એ અર્થ નથી.

૭૦. **कलवरगुं**—**वुहरि**–વુહરઈ–વેચાતાં લે છે. જ્યાં વહોરાય છે, મળે છે. જ્યાં સોનુ અને નાગરવેલનાં પાન સારાં મળે છે.

૭૧. **विपम**—જીતવી કઠણ. **चांपी......लीधी**—દબાવીને તરવારને જોરે જીતી. **देवगिरु**–દૌલતાબાદનો.

૭૨. **ऊडणभमरी**—ઊંડાણના વમળ. ઉંડાણના વમળ છે એવા દરીઆ વચ્ચેનો બેટ જે લંકા તેનો રાજા અમારે ત્યાં હાથીની ભેટ પૂરી પાડે છે

૭૩. **उच्चि**–? **कलहथ**–? **जावावंदिर**—જાવાનું બંદર. **हिरमज**–હોરમજ. ઇરાની અખાતમાં.

૭૪. **सेतवंध........पाज**—સેતુબંધ રામેશ્વર જ્યાં વાંદરાઓએ પાજ–પાળ, પૂલ બાંધ્યો હતો એમ સંભળાય છે–કહેવાય છે. **पाज**–પાળ. **सं. पद्या**. **जण**–માણસો, સીપાઇઓ.

૭૫. **पालटीया**——ઉધા વાળ્યા. **सं० पर्यस्त**. બૃ. કૃ. સરખાવો પલટવું, પલોટવું. **भडवाड**–ભડવીર. **ठाइ**–ઠેકાણું.

७६. **लाधु**—જડ્યો. **लाग**—તક. **अह्म**—અમને બીજી વિભક્તિ. **वयराग**—વૈરાગ્ય.

૭૭. **तेज**—પરાક્રમ-વીર્ય-બળ. **कइ**—અગર અથવા. **आयुध नाखु**—હથીઆર તજી દઉં.

૭૮. **प्रतिज्ञा**—પણ. **हूंतु** [ **सं. भू.** નો વર્ત. કૃ. ] પાંચમી વિભક્તિનો પ્રત્યય

૭૯. **काशिद**—કાસદ.-(**आ०**) દૂત, ખેપિયો. **छडे पीयाणे**-છડી સ્વારીએ. **जु** [ **सं० यावत्** ] પાદપૂર્ણાર્થે.

૮૦. **सजाई**—તૈયારી. **सोनार**-સોની. **चारु**-સુંદર. **पोलि**-દરવાજા. **पगार**-[ **सं० प्राकारः** ] કોટ.

૮૧. **तिणिलागा**—તેમાં ખપ્યું. **सरिसु-सं० सदृश**. જેવું, જેપરથી સરખું, સમ; **सम**-સાથે, તેપરથી સરિસુ-સાથે. **भल**-સારી રીતે.

૮૨. **चिहुगमइ**—ચારે ગમે-ચોગરદમે. **ऊपल्हाण-सं. उद्गतं पर्याणं यस्मिन् तद् उत्पर्याणम्. प्रा० उप्पल्हाणम्.** પલ્હાણ વગર, ખૂલ્લી પીઠે. ત્વરા દર્શાવે છે. ઘોડાને પલાણવાએ ન રહ્યા, ખૂલ્લી પીઠે સ્વારી કરીને ધાયા. **धाया**-જેવા હતા તેવા ઉઠીને પલાણ વગર ઘોડે બેશીને દોડ્યા.

૮૩. **रुंधइ**—રોકે. **मेह्लाण**-છાવણી,

૮૪. **घंटा**—હાથીઓને પીઠપરથી બે તરફ લટકાવવામાં આવે છે તે ઘંટ. **घूघरमाल**-ગળામાં ઘૂઘરાની માળા પહેરાવવામાં આવે છે તે. **खलूका**-ખલકા, ખલલ, ખલલ, એવો અવાજ. **कुंभस्थळ**—હાથીનું કપાળ. કપાળનાં હાડકાના કુંભ-ઘડાના જેવા આકારને લીધે.

૮૫. **ऊनया—सं. उन्नताः प्रा० उण्णआ.** ઉંચા ચઢી આવેલા. **जेल्हा-अप० जेहा** અને ગુ૦ જેવાની વચ્ચેનું રૂપ. **कालामेह**-કાળાં વાદળાં. **गयवर**-ગજવર, શ્રેષ્ટ હાથીઓ. **ठाठ चालता**-ઠઠમાં-હારમાં ચાલતા પ્રત્યયનો લોપ. **छेह**-છેડો-અંત-તાગ-પાર.

૮૬. **सालीहोत्र**-શાલિહોત્ર-અશ્વવિદ્યા ઉપર લખનાર, તે ઉપરથી અશ્વ-શાસ્ત્ર. **कसूटी**-કસોટી-પરીક્ષા. શાલિહોત્ર પ્રમાણે કસોટીએ ઉતરે

એવા શ્રેષ્ટ કરોડો ઘોડા. **केकाण**–ઘોડા. **सवेदलि**–સઘળા દળ સાથે–સઘળું દળ લઇને.

૮૭. **भोइ**—માછલાં પકડવાનો ધંધો કરનારી એક જાત. **मेहर**–એક નાત, પાલખી ઉપાડવાનો ધંધો કરનારી. **ठाठीया**–ઠઠ્ઠી, ઢોરનું ધણ રાખવાની જગા. ઢોર પાળવાનો ધંધો. કરનાર જાત. કચ્છમાં હાલ ઠઠ્ઠી શબ્દ પ્રચલિત છે.

૮૮. **कटकीया वाणीया**—કટક-લશ્કરની જોડે વેપારને અર્થે જનારા વાણીઆ. **वस्तु**—વેપારની ચીજો. **गाडे चडी........आवइ**—ગાડા ઉપર ઘાણી ગોઠવીને ઘાંચીઓ ફેરવતા ચાલ્યા આવે છે. **खेडता**–ચલાવતા.

૮૯. **गांछा**—ઘાંચા-વાંસફોડા. જૂવો 'જંગમ ફાડે વાંસ, ઘંટ લીધો કર ઘાંચે.' શામળ. **सतुआरा**–કડીઆનો ધંધો કરનારી એક જાત. **वावर**-? કાઠીઆવાડમાં બાબરાવાડ કરીને પ્રાન્તની સાથે કાંઈ સંબંધ હશે? **उड**–ઓડ–જમીન ખોદનારી જાત. એ ફરતી જાત છે, નવાણો ખોદે છે, કયારડા બાંધે છે વગેરે કામ કરે છે. સિદ્ધરાજ જયસિંહની જસ્મા ઓડણની વાત ઇતિહાસમાં જાણીતી છે. **तंबो-ली**–પાન વેચનારા.

૯૦. **वगनी**-? **भाठी**–દારૂ ગાળવાનું યન્ત્ર. વાસણ. **खमार**–ભંડારી જેવી એક નાત જે દારૂ ગાળવાનો ધંધો કરે છે. **भठीयारा**–રાંધેલું ધાન વેચનારા, રાંધનારા. **घाटघडा**–ઘાટ ઘડનારા.

૯૧. **सिलावट**—સલાટ, પથ્થરઘડા. **छोह**–છો, ચૂનો सं० **सुधाचूर्णम.** **चूनारा**–ચૂનો પકવનારા. **बुहरा**–વહોરા. **कागलकूटा**–કૂટીને કચરીને કાગળ બનાવનારા. **तूनारा**–રફુગર.

૯૨. **वाणजू**—વણજ કરનારા, વાણીઆ. **उलगाणा**–ઓળગાણા, ભંગી જેવી એક જાત. **कटकटीया** [ सं० **कटक** ]–લશ્કરી, લશ્કરમાંના ? **हबसी**–હબસ એબિસિનિયાના રહેનાર. **भाथाइत**–ભાથા ધરનાર, તીરંદાજ. **फरसीधर**–ફરસી, કોવાડી રાખનારા.

૯૩. **चालंतां**—ચાલવાને લીધે, ચાલવાવડે. **शेष**–શેષનાગ–એ નામનો નાગનો રાજા. પ્રલય કાળને વિષે વિષ્ણુ નારાયણ રૂપે એના ઉપર

શયન કરે છે. એ પાતાળના પ્રદેશનો અધિપ છે. એ રામાવતાર વખતે લક્ષ્મણ થઇને અને કૃષ્ણાવતાર વખતે બલરામ થઇને અવતર્યો હતો. એને સહસ્ત્ર ફેણ કલ્પી છે. એ પૃથ્વિને પોતાની ફેણ ઉપર ધારણ કરી રાખે છે એવી પૌરાણિક કલ્પના છે. ન૦ કોપ. **सायर**–સમુદ્ર, સાગર **प्रा० साअरो. अप० सायरु. रेलणहार**–રેલી નાંખે, ડુબાવી નાંખે એવાં પૂર.

૯૪. **बरगां**–બણગાં.–**डुंडी**–દાંડી. **नफेरी**–શરણાઈ જેવું પણ લાંબુ ફૂંકવાનું વાદ્ય. **जांगीढोल**–મોટું ઢોલ, જંગડજાંગડ અવાજથી વાગે માટે. **सुणीइ**–સંભળાય છે. **जोयण**–જોજન, યોજન, ચાર ગાઉનું અંતર.

૯૫. **भडवाड**––ભડવીર. **पइठा**–પેઠા.

૯૭. **असपतिराय**– અલ્લાઉદ્દીન. **धुरि**–પહેલાં, આરંભમાં. **तु**–પાદપૂર્ણાર્થે.

૯૮. **रुंधी**––રોકી, આંતરી. **रहठाणु**–રહેઠાણ.

૯૯ **पुहुचइ**––પહોચે, ચાલે, નભે. **कण**–દાણા.

૧૦૦. **सूकांखड**––સુકું ઘાસ. **चणा नि कोरडी**–ચણા અને મઠ. **प्रा० कोयड्डो. पूली**–પૂળી. **कडय**–જારના પૂળા. **बांध्या चरइ**––બાંધ્યા બાંધ્યા ખાય છે. બેઠા ખાય છે.

૧૦૧. **काठी**––બળતણ. **लूण**–મીઠું. **वरस सु पुहचइ**–સો વરસ ચાલે એટલું. **पहिलइ.........भुंजाई**–પહેલે પહોરે, બપોરે અને સાંજે રાંધી રસોઇનો સાદ પડે. 'કોઈ ખાનાર છે' એવો ધર્મસાદ પડે.

૧૦૨. **नीठइ**––નીઠે, ઉણાં, થાય. ઘટે. **जु**–જો–**तु**–તો. **मेघ**–વાદળાં. **उलीचइ**–ઉલેચે.

૧૦૩. **गढथाहर**––કિલ્લાનું સ્થળ. Position. **पोलि**–દરવાજા. **पगार**–[ **सं. प्राकारः** ]–કોટ. **कोठा**–બુરજ. **फारकी**–પથ્થર ફેંકવાનાં યંત્ર. **मार**–મારા.

૧૦૪. **त्रिकलसइ**––ત્રિકલસે–ત્રણ નાના ઘુમ્મટ ઉપર કળસવાળા મકાન ઉપર. મહેલના ઉંચામાં ઉંચા ભાગમાં હોય છે. **सुरताणी**–સુલતાની–સુલતાનનું. **पालि**–પાળે, પાળ ઉપર.

૧૦૫. **एक चोई**—એક ચોખી, એક થાંભલાવાળો નાનો તંબુ. **वारगइ**-ઘોડાની હાર. **परि** રીત.

૧૦૬. **नेजा**—વાવટા. **साहण**-સૈન્ય. **अचिरच**-અચરજ. આશ્ચર્ય. **प्रा०** **अच्चेरा.**

૧૦૭. **सामग्री**—સાધનો. **धन्न......सुरतांण**-આજે અમારાં નશીબને ધન્ય છે કે સુલતાન પધાર્યા.

૧૦૮. **रखोपां** રક્ષણ-રખવાળું. defensive. **सं० रक्ष्. गडा**-પથ્થર. **यंत्र**-પથ્થર ફેંકવાનાં યંત્ર. **मंडाव्या**—ગોઠવાવ્યા.

૧૦૯. **उतावली**—ઉતાવળે કામ કરે એવી, ફેરી. ઢીકલીનું વિશેષણ છે. **ढीकली** પથ્થર ફેંકવાનું યંત્ર. **नितु**—નિત્ય-**चूकी**—ચોકી.

૧૧૦. **ऊपरि थिका**—ગઢ ઉપરથી. **वलगइ**—વળગે, લઢે. **रातीवाइ**—રતોવાઇ, રાતેને રાતે. **सं० रात्रिपात, प्रा०** રત્તિવાઓ. **दीहइ**-દહાડે. **सइफलु मांडइ**—હલ્લા કરે. સઇફલુ-છાપો, ધસારો કરે.

૧૧૧. **सूंडी**—ચાલીને. **सावदलि**—બધા લસ્કર સાથે. **रोसाला**—ક્રોધ ભરેલા.

૧૧૨. **पोसाता**-પ્રખ્યાત. નામાંકિત. **वेढि ऊतारइ**—લઢાઇ કરે છે. **ऊठवइ**-હલ્લો કરે છે. **एकमना**—એકસંપે.

૧૧૩. **वानर तणी परि झडपी**—વાંદરાની પેઠે કુદીને, ઝડપ નાંખીને **एक चडइ........धाई**-કોઈ ધાઇને ગઢ પર ચડી આવે છે. **माझिम**—મધ્યમ, માઝમ. **हवाइ**—હવાઈ, કોકબાણ. એક તરેહનું દારૂખાનું જે સળગાવવાથી ઉંચે જઇને તણખા તણખા થઇને નીચે પડે છે. તે લઢાઇમાં આગ લગાડવા સારૂ વપરાતું.

૧૧૪. **ढालइ**—ફેંકે. **लोढीगडु**—લોહ પથ્થર, લોઢી પથ્થર, **आडुआवइ** માર્ગમાં આવે, આડું આવે. **विणखूटइ**—વગર આવરદા ખૂટ્યે. મોત વગર.

૧૧૫. **ईणिपरि**—એ પ્રમાણે. **जालवइ**—બચાવ કરે છે. **हाठि**—હઠે. પુલ્લિંગ. **गढरोहु**—ઘેરો. **छंडाव्यु**—તજાવ્યો.

૧૧૬. **हुइ**—થાય. હોય. **पेखणां**-નાચ—તમાસાની બેઠક. **वेणि**—વીણા.

**मृदंग**—તબલા જેમાં જૂદા જૂદા સૂરમાં મેળવેલાં બે નરઘાં હોય છે. મોટું જે બહુધા લાકડાનું હોય છે તેને નરઘું અને બીજું નાનું જે બહુધા માટીનું હોય છે તેને બાયું કહે છે. મોટા ઉપર શાહી ઘૂંટેલી હોય છે અને નાના ઉપર વગાડતી વખત લોટની કણેક ચોંટાડવામાં આવે છે. મોટું જમણે અને નાનુ ડાબે હાથે વગાડાય છે. મોટા ઉપર ગતના બીજા અક્ષરો અને નાના ઉપર તાલ દેવામાં આવે છે. બે છૂટાં નહોતાં લાકડાનું લાંબુ વાદ્ય હોય છે જેની એક બાજુ નરઘા જેવી અને બીજી બાયા જેવી હોય છે, તેને પખાજ અગર પખવાજ કહે છે. નરઘું અને પખવાજ જડેલા ચામડાને બાંધેલી ચામડાની સાટો લાકડાના ગોળ કકડા જે તેમાં બેસેલા હોય છે તે આઘા પાછા કરવાથી નરમ કે સખ્ત થવાથી નીચા કે ઉચા સૂરમાં મળે છે. **उछव-सं० उत्सव.** ઓછવ, આનંદ મેળવનાને કરેલી બેઠક, જલસો. **पात्र**—પાતર, નાચનારી.

૧૧૭. **चिहुपखि**—ચો તરફ, ચારે બાજુ. **कटक मांहि**—લશ્કરમાં, છાવણીમાં. છાવણીમાં સિંહાસન પર બેઠો બેઠો પાતશાહ ત્રિકળશા મહેલ પર સાંતળ બેસે તે જૂવે છે.

૧૧૮. **सारही**—ભાથાધર. તીરંદાજ. **सं-शरधि** ભાથો. **तेडाणा**-તેડાવાયા. **बहुत-बहु-प्रभूते वः ॥२३३॥ बहुत्तं. सि०हे०** બહુત, બોત, બહુ. આ તૂક અને તેની પછીની તૂકોમાં વર્ણવેલો છે તેવો પ્રસંગ કવિ ચંદ્રશેખર કૃત 'હમ્મીર-હઠ' નામના કાવ્યમાં છે. આ કાવ્ય એ કવિએ '**कर नभ रस अरु आतमा, संवत फागण मास.**' એટલે સંવત ૧૯૦૨ માં બનાવેલો છે. કવિ જોધરાજે પણ એક 'હમ્મીર-હઠ' સંવત ૧૮૫૫ માં બનાવ્યો છે. આ ગ્રંથો અર્વાચીન છે પણ નયચંદ્ર સૂરિએ સંસ્કૃતમાં હમ્મીર મહાકાવ્ય નામે ગ્રંથ વિ. સં. સોળમા સૈકાના પૂર્વાર્ધમાં લખ્યો છે; એ ગ્રંથ રા. રા. નીલકંઠ જનાર્દન કીર્તને એમણે ઈ. સ. ૧૮૭૯ માં છપાવ્યો છે. જે અસલ પ્રત ઉપરથી એ ગ્રંથ છપાયો છે એ પ્રત નયચંદ્ર સૂરિના ગુરૂભાઇએ જ વિ. સં. ૧૫૪૨ માં એટલે કાન્હડદે પ્રબંધ થયા પછી ત્રીસ વર્ષે ઉતારી છે. આ તૂક અને સાર પછીની તૂકોમાં વર્ણવેલો પ્રસંગ એ મહા કાવ્યમાં પણ છે. હમ્મીરહઠનું વસ્તુ આ પ્રમાણે છેઃ—જયપૂરની પાસે આવેલા રણથંભોરના રાજા હમ્મીર

દેવ તથા અલાઉદ્દીન સુલતાનની વચ્ચે, હમ્મીરદેવે અલાઉદ્દીનના એક મૂગલ સરદાર મીર મુહમ્મદ મંગોલને આશ્રય આપવાને લીધે વિગ્રહ થયો હતો. એ સરદાર અલાઉદ્દીનને ગુસ્સે કરી નાઠો હતો. નાસતાં નાસતાં રણથંભોર ગયો અને 'હું પાતશાહનો અપરાધી છું અને શરણે આવ્યો છું' કહેવાથી હમ્મીરદેવે એને આશ્રય આપ્યો હતો. અલાઉદ્દીને ઈ. સ. ૧૩૦૦ માં રણથંભોર પર ચઢાઈ કરી હતી અને લાંબા ઘેરાને અંતે એ ગઢ પડયો હતો. આ વિગ્રહમાં હમ્મીરદેવનાં પરાક્રમ ઘણાં હતાં. **का० प्र०** માં પણ કવિ કાન્હડદે પાસે કહેવડાવે છે કે હું હમ્મીરરાયની પેઠે કરીને મારૂં નામ પ્રખ્યાત કરૂં.

૧૧૯. **बंदू**—ગુલામ, નોકર. **पाट्ट**-પાટો. **तु हि**-તોયે.

૧૨૦. **सींगिणि**—કામઠું, ધનુષ્ય, **कोसां**—છેડા. **मेली**-મેળવીને, એકઠા કરીને, એક બીજાને અડે એટલું ધનુષ્ય તાણીને. **प्राणि**-બળવડે. **हस्ति**-હાથે. **सोल्ही**—શોઢા-રજપુતની એક જાત છે તે, જાતની સ્ત્રી. **सूसरु फूटु**—આરપાર, શરીરમાં થઇને બીજી બાજુએ નીકળ્યું.

૧૨૧. **उसरु** [**सं. अवसर**]—ઉત્સવ, **पेखणु**, જલસો. **भागु**. વિખરાયો; ભંગાણ પડયું. **जुउ**-જો. **ठाण**-લક્ષ્ય.

૧૨૨. **रोसालु**—રોશાળો, તીખો, તાતો. **प्रसादि तुह्मारि**-તમારે પ્રતાપે. **इहांथु**-અહીંથી. **फेडुं**-મારી કાઢું.

૧૨૩. **सींगिणिगण**—[ સીંગિણિ-ધનુષ્ય; ગણ-દોરી ]-પણછ. **परठिउ**-મુક્યું, સંધાન કર્યું. **नाखंतां**-નાંખતાં, ફેંકતાં. **विछोडी**-તોડીનાંખી. **विलख**-બે લક્ષ્યવાળું, સાથે લાગાં બે નિશાન સાધે એવું. **खाटि**-સિંહાસને, પલંગે.

૧૨૪. **छांडयूं**—તજ્યું. **भुइ**-ભોએ, ભયવડે. **वीहइ**-બ્હીએ. મરણના ભોએ સહુએ બીએ.

૧૨૫. **उठवणी**—હૂમલો. **निरता**-? **नलीआर**-તોપચી, નાળ ફોડનાર.

૧૨૬. **ढीवज**—મોટા પથરા. **हाड**-હાડપંજર, શરીર. **गूड**-પગ, ઘૂંટણ, ગૂડા. **काचरां**-ફાડચાં. **पाहण**-પથ્થર.

૧૨૭. आगिवर्ण—આગ રૂપ, આગ જેવા. नालि—નાળમાં, લાંબી તોપમાં. ढोला–?

૧૨૮. मगरावे यन्त्र—फा० મગરબી-પથરા ફેંકવાનું યંત્ર. જૂવો એલિયટનો હિંદનો ઇતિહાસ. પુ. ૩. પા. ૧૭૪. (આવૃત્તિ ૧૮૭૧) ध्रु–ધ્રુવનો તારો, હોકાયંત્ર. ધ્રુસાંધવો–દિશા નક્કી કરવી, તાકવાને. सूत्रधार—સુતાર.

૧૨૯. भटकीया—સંહાર કરતું ચાલ્યું જાય એવું એક જાતનું હથીઆર. निफात—નાશ. अलकापात [ सं० उल्कापात ]—તારાનો વર્ષાદ.

૧૩૦. छांडी जासि—છોડી જશે, ગઢ તજીને જશે. पडखी [ सं. प्रति+ईक्ष् ]–અનુમાન કરીને. मारुए–મારવાડી રજપુતોએ. साहण–સૈન્ય. खाखावीखी–તારાજ–તારો તાર.

૧૩૨. हऊउ पसाउ—કૃપા થઈ; અંબિકા પ્રસન્ન થયાં.

૧૩૩. त्रिणि—ત્રણ. મહાદેવને ત્રણ નયન છે. ત્રીજી આંખ ભમરોની વચ્ચે હોઇને એનો ડોળો ઉંચો નીચો થયાં કરે છે. એને લીધે જ શિવનું નામ ત્ર્યંબક પડ્યૂં છે. कपिल–ઘેરા તપખીરીઆ રંગનું, ભુખરૂં. मुण्डमाल–માથાની ખોપરીઓની માળા જે શિવ હમેશ ધારણ કરે છે તે. तुंबी–તૂમડુ. ब्रह्मकपाल–બ્રહ્માનું માથું; પ્રથમ બ્રહ્માને પાંચ માથાં હતાં તેમાંથી એક રૂદ્રે કાપી નાંખ્યું હતું. તે માથું શિવ હમેશ પાસે જ રાખે છે.

૧૩૪. भस्मु—જો કે એ પાઠ રાખ્યો છે પણ ग નો પાઠ भस्मह વધારે ઉત્તમ હોઇને તેનાથી અર્થ સ્પષ્ટ થાય છે. भस्मह–છટ્ઠી વિ. वाघचंव [ सं. व्याघ्रचर्म ] વાઘાંબર. શિવ માત્ર વાઘાંબર જ ઓઢે છે. त्रिशूल–ત્રણ ફળવાળો ભાલો.

૧૩૫. चीतवई—વિચાર કરે છે. रङ्गि–આનંદે. स्वामि–શિવ.

૧૩૬. घालीइ—ભરાય-ઘલાય. विमासी–વિચારી ને.

૧૩૭. पासा हूंतु—પાસામાંથી, સોડમાંથી. પં. વિ. गुर्ज–ગુરજ, ખીલા ખીલાવાળું હથીઆર, કેટલાક ફકીરો રાખે છે એવું. अहिनाण—એંધાણ. संकेत–નિશાની. काहिइ–ક્યારે પણ. केतलइ–કેમે પણ. કેટલાથી પણ, ગમે તેટલા ( પૂરાવા ) થી પણ.

૧૩૮. **सरूप**—સ્વરૂપ, વાતનું ખરેખરૂં રૂપ, ખરી હકીકત; અલ્લાઉદ્દીન રૂદ્રનો અવતાર છે એ હકીકત.

૧૩૯. **पेर**—પેર. તતખીર. **तेणि करु विनाण**-તેણે ખબર કરી.

૧૪૦. **गुणी**—ગુણ. **त्रापडा**-તાપડાં, ગુણપાટ. **अणावां**—અણાવો.

૧૪૧. **जेहे**—જેણે. **गुणी..........जल मांहि**-ઉચે ગુણો ઉપર યન્ત્ર મંડાવીને ગાયો મારીને ડોકાં તળાવના પાણીમાં નાંખ્યાં.

૧૪૨. **तुरणी**—ઉતાવળી. **आच्छुं**—सं-अच्छ. સ્વચ્છ. **निर्वर्ण**-રંગના પાસ વગરનું.

૧૪૩. **वडु**—મોટો. **घडु**-ઘડો.

૧૪૪. **हुइ**—હોય છે.

૧૪૫. **अन्तेउरी**—રાણી.

૧૪૬. **जमहर**—ઝમોર. દુશ્મનોને હાથ પડવા કરતાં બળી મરવાને અગ્નિ પ્રવેશ કરવાની ક્રિયા, તેમજ તે કારણ માટે તૈયાર કરેલો અગ્નિ. **पइसस्यु**—પેશીશું. પ્રવેશ કરીશું. **हींदू तणइ मानीइ गाइ**—હિંદુને ગાય માનયોગ્ય-પૂજ્ય છે.

૧૪૭. **जीवितव्यनी**—જીવતરની-જીવવાની. **पीजइ**-પીવાય. **पली**-પળી પણ, લગીરે, ચાંગળુંએ.

૧૪૮. **गिरुडं**—ગરવું, મોટું, ભારે. **भवाडूं**-દેખાડીએ છીએ. **जाणेजो**-જાણજો.: સમજજો.

૧૪૯. **घरणि**—ગૃહિણિ, રાણી.

૧૫૦. **वीचिस्सि**—પહોચશે, ખબર થશે. **आणेज्यो**-આણજો. લાવજો. **आणी जमारइ**—આ જન્મારે. આ ભવમાં. **मोकलामणी**-રામ રામ, છેલ્લા પ્રણામ ( Good bye. )

૧૫૧. **लाइ**—લાવી. **चंदन**, સુખડ, મલયાગર. **परिवार**-કુટુંબ, સગાં સ્નેહી.

૧૫૨. **प्रभावि**—પ્રતાપથી, મહિમા વડે. **आहि**—આય, બળ. **सजन** [सं. **स्वजन** ]-પોતાનાં માણસો.

૧૫૩. **रहाइ**—રહેવાય.

૧૫૪. **माजनइ**—માજને,-મિજાને; અંદાજે. **गोरीडा**-ઘોરવંશનો, ઘોરી; તે

ઉપરથી મુસલમાન. **घण**—ઘણા. **गढपति**—ગઢનો ધણી સાંતલસિંહ. **चूपटमल्ल**—યુદ્ધકુશળ. યુદ્ધમાં યથેચ્છ ઘૂમનાર. સરખાવો ધીંગડમલ, રંગડમલ, તેમજ ખટમલ ( માંકણ ) !

૧૫૫. **कोडाली**—કોડની ભરેલી. **वुलावु**—વળાવું. **दुल्हा**—વર.

૧૫૬. **भेद**—ગુપ્ત વાત. **पीजिइ**—પીવાય. **पुगी**—પહોંચી, ખબર આવી.

૧૫૭. **जीविइ**—જીવાય. **जीवन**—જીવાડનારૂં.

૧૫૮. **पिंड** શરીર. **प्राण**—જીવ **परहुणा** [ **सं. प्राघुर्ण** ] પ્રાહુણા, પરોણા, **हिव**—હવે. **होइ**—થાય, થશે. **सचराचरि**—બધી જગાએ.

૧૫૯. **पावकि**—ચિતા ઉપર; અગ્નિમાં. **सइं दालि**—પોતાનાં દળમાં.

૧૬૦. **विराल**—વરાળ. **कहिसि**—કહેશે. **भलु**—ભલો સારો.

૧૬૧. **इम........अहिनाणि**—સાચા એંધાણ-નિશાની વડે-પોતાનું ગુરજ ઓળખીને. **निश्चि जाणि**—નક્કી જાણે,-જાણજો. **कहावी**—કહેવડાવી. **नइ**—ને.

૧૬૨. **अह्म**—અમને. **मिलइ**—મળે, તાબે થાય; નમે. **आपूं........मान** જીવ જાય તો ભલે પણ મારૂં પણ-માન છોડું નહિ. **लाजइ साख तणी चहुआण**—ચહુવાણ-ચોવાણની સાખ, શાખા-ઓલાદ લાજે.

૧૬૩. **लोक**—વસ્તી. **पडा उथाय**—**सं. उत्था**—હલ્લો, હલ્લો કર્યો. **सालिग्राम**—કાળો, ગોળ પથર જે વિષ્ણુને નામે પુજાય છે. એ નેપાળની હદમાં ગંડકી નદીમાં થાય છે.

૧૬૪. **ऊगवीआ**—કોરા કર્યા, સુકવ્યા.

૧૬૫. **साह्मा धर्या**—સામા કર્યા, મોખરે આણ્યા. **टोले मिलइ**—એકઠા એકમેક-થઈ ગયા.

૧૬૬. **भलां करइ**—સફળ કર્યાં. સારી પેઠે વાપર્યાં. **देव**—કૃષ્ણ.

૧૬૭. **पोसाता**—મોટા, બળવાન, પ્રખ્યાત. **पायक**—પદાતિ, લડવૈયા.

૧૬૮. **वीरातन**—વીરપણું, શૂરાપણું.**वीरायतन**—( પાઠાંતર ) વીરનું શરીર, શૂરાનું કલેવર.

**બીજો ખંડ-વિવેચન સમાપ્ત.**

## ત્રીજો ખંડ-વિવેચન.

૨. **मइ**—મેં. ત્રિ. વિભક્તિ.

૩. **सइभरनु राउ**—શંભરપતિ, ચોહાણ રાજા કાન્હડદેવ.

૪. **सुरताणी**—સુલતાનના. **पूछया चहूआण**–પ્રધાન પૂછાયા, અર્થાત પ્રધાનને પૂછ્યું.

૫. **अंगमइ**—વેઠી શકે. ટક્કર ઝીલી શકે. **जास तणु**–જેનું. 'જાસ-જેનું' ને તણુ પ્રત્યય લગાડયો છે. છઠ્ઠીનો એવડો પ્રત્યય.

૬. **जास तणइ**—છઠ્ઠીનો એવડો પ્રત્યય.

૭. **तडोवडी**—બરોબરી.

૮. **मेल**—સંધિ.

૯. **लयोसि**—લઈશ. ભવિષ્ય કાળ.

૧૦. **रलिउ**—રખડયો. રઝળ્યો. **सं. रि**–જવું.

૧૧. **जूउ मान केतलउ घटइ**—જૂવો કેટલાં પ્રમાણમાં માપ ઘટે. ભર્યા સરોવરમાંથી પોપટ ચાંચ ભરીને પીએ તો પાણી કેટલું ઘટે ? સમીઆણુ લીધું તેમાં શું થઈ ગયું ?

૧૨. **आवर्जन करसिउ भलि**—મનહરણ કરીશું–મનરંજિત કરીશું–ઠીક મહેમાનદારી કરીશું; અર્થાત ઠીક જંગ મચાવીશું. વિપરીત લક્ષણા. **सूअर**–સૂવર, ભૂંડ, ડુક્કર **सं. सूकर**. સુલતાન ન આવે તો સૂવર ખાય એવા સમ દે છે.

૧૩. **नवि लाई घडी**—ઘડીએ વાર ન લગાડીને. વાર લગાડયા વગર–તુરત.'

૧૪. **लील विलास**— વિલાસી–વૈભવી. **सायर**–સાગર, સમુદ્ર–**वडवानल** સમુદ્રમાં રહેલો અગ્નિ.

૧૫. **कीहु गर्व......डुंगरु**...તમે મનમાં શેનો ગર્વ ધરો છો ? સાત સાત વર્ષે સમીઆણુ–એક નાનો ડુંગરો–નાના ટેકરા ઉપરનો ગઢ લીધો!

૧૬. **हाकइ**—હાકેટી ઉડે છે.

૧૭. **नांखु खणी**—ખોદી નાંખું. **सुर........तिसिउ**—સૂર્ય ઉગે ત્યાં દીવો શી ગણત્રીમાં ? સાક્ષાત ગરૂડની સામાં સર્પનો શો હિસાબ?

૧૮. **गजमाल**—હાથીની હાર. **झंपइ**—ઝંપાવે, પડે. **सेन**—સીચાણો, શકરોબાજ. **सं. श्येन. वालु दोट**—દોટ દેઉ, ઝડપ નાંખુ.

૧૯. **डामरी**—?

૨૧. **गालु आविउ आखेट**—શિકારમાં ગાળામાં આવ્યું–ગાળામાં સપડાયું, આવી પડયું તે ખરૂં. ઝાલોર લેવા જતાં વચમાં બ્રાહ્મણોનું ભિન્નમાળ આવી ગયું તો તે એ ઠીક.

૨૩. **भणवा भणी**—ભણવા તરફ–ભણવામાં. **अंगि सहित**—અંગો ( વેદનાં ) સહિત. **आचर्ण**—વર્તણુક–આચાર. **वर्त्तई**—વ્યાખ્યાન કરે છે. **व्याकर्ण**—વ્યાકરણ શાસ્ત્ર.

૨૪. **चौद विद्या**—ચાર વેદ, છ વેદાંગ, બે મીમાંસા; ધર્મશાસ્ત્ર અને પુરાણ. **चरह**—ચરક, વૈદ્યકનો જૂનામાં જૂનો માન્ય ગ્રન્થ. **संगीत** નૃત્ય, ગીત અને વાદિત્રનું શાસ્ત્ર. **जातकि**—કોઈના પણ જન્મ સમયે ગ્રહોની સ્થિતિના ગણિતનું જ્યોતિષ. **पिंगल**—છંદશાસ્ત્ર, **भरह विनीत**—ભરત મુનિયે પ્રતિપાદિત શાસ્ત્ર.

૨૫. **ब्रह्मपुरी**—બ્રાહ્મણોનું નગર. **श्रीमाली**—શ્રીમાળના–ભિન્નમાળના બ્રાહ્મણો. **गिरूआ गोत्र**—ચઢીઆતાં–ગરવાં ગોત્ર–પ્રખ્યાત કુટુંબ. **अवसाथि**—ઘરમાં, અગ્ન્યાગારમાં. **सं. आवसथ**—ઘરમાં હોમનો જારી અગ્નિ રાખવાનો ઓરડો. **अग्निहोत्र**—નિત્ય હોમ કરવાનો ચાલુ રાખેલો–ઓલવાવા ન દેવાય એવો–અગ્નિ.

૨૬. **खटकर्म**—યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ ( અમર પ્રમાણે. )

૨૭. **भेटि**—ભેટવાથી–મળવાથી. **पातिग**—પાતક, પાપ. **धोतिउं ऊगाइ आकासि**—ધોતીઆં આકાશમાં અદ્ધર સુકાય છે. **त्रंबालू**—તરભાણું, સંધ્યાવંદન વખતે પાણી વગેરે નાંખવાનું ત્રાંબાનું છીછરૂં વાસણ. **सइ**—પોતાના. **सस्य**—શિષ્ય.

૨૮. **सहस अठ्यासी**—પ્રાચીન અઠયાસી હજાર ૠષિયો. **आगे सरिया**—પૂર્વે થઇ ગયા. **भाखरीइं**—દુભાષિયાએ.

૩૧. दीजइ होम..........मांहि—આહુતિ દેવાય, ગાય દહોવાય તો સવારમાં નસાય.

૩૨. पाडुउ—પડાવ.

૩૪. उपघात—ઘાત.

૩૫ वेगि........छोडि—ઉતાવળથી ઘોડા તૈયાર કરી લાવ. पुहंत—પહોકંત-પહોચંત-આવી પહોંચે છે.

૩૮. ताह तणइ........कुण ?—તેના મોં આગળ કોણ ટકી શકે ? તેની સામા કોણ ઉભું રહીને લઢી શકે ?

૩૯. अंगणि—આંગણે. नर निकुंभ-નિકુંભ રજપૂતની એક જાતના નર, વીર. गोहिलु-ગોહેલ રજપુતો.

૪૦. श्रीगरणि—સિક્કો મ્હોર રાખનાર અધિકારીએ. वही-દફતર, ચોપડો. વહીવંચા-ચોપડો-અમુક વંશનો ઇતિહાસ લખ્યો હોય તેવો-વાંચનાર ભાટ. सेलहुत-સેલોત.

૫૨. जके........गया—આ આખું પૂર્વાર્ધ અસ્ફુટ છે.

૫૪. वाहर..........चडइ—વહારે ચઢતી વખત કોપે ધધડી ઉઠે, અને એક છલંગે ઘોડે બેસે.

૫૬. ए आगिला बुद्धिवल प्राणि—બુદ્ધિબળ અને શરીરબળમાં આગવા-મોખરાના શ્રેષ્ટ.

૫૯. खुरासाणी—ખુરાસાનના અગર ખુરાસાનની ઓલાદના.

૬૭. हेखारव—હિસારવ. ખૂંખારા. હણહણાટ.

૬૮. नवि मानइ साट—લગામને વશ રહે નહિ. લગામને ગાંઠે નહિ.

૬૯. भाजेज्यो—ભાંગજો. હરાવજો. पीयाणे-મુકામે.

૭૬. लोहडा तणी कटाकटी ऊडि—તરવારોની કટાકટ ઉડે છે. यंत्रि पुहतु सुर्य-સૂર્ય બરોબર માથે આવ્યો. જંત્ર મધ્યાન્હ થયા. યંત્ર-વખત માપવાની ઘડી, તેમજ શંકુયંત્ર. रणतूर-રણવાદ્ય. યુદ્ધનાં વાજાં.

૭૭. ऊठवणि—હમલો. ધસારો. घांडे सार देई-ઘોડાની ડોકપર લગામ મુકીને, છુટી લગામે. जई फूटा—જઇને પેઠા.

૭૮. **विलगइ.........वार**—વાત કરતાંમાં તો તરત જ દાનવને દેવ વળગે તેમ વેરીને વળગે છે.

૭૯. **मचकोडचा**—તોડ્યા-મરડી નાંખ્યા. **म्हेलाव्या वाट**—રસ્તો તજાવ્યા, ભગાડ્યા.

૮૦. **खलभल भालइ खंडइ**—ખલભલાટ કરીને ભાલાથી ખાંડી નાંખે. વિંધી નાંખે. **रणि पेरण मंडइ**—રણમાં પેરણું માંડે-રણમાં જાય છે.

૮૧. **ऊछीना - सं. अवच्छिन्न**—ઉપલક્ષિત.

૮૨. **वीज तणी...........कायर कांपइ**—તેમની તરવારો વીજળીની પેઠે ઝબકે છે તે જોઇને કાયર હોય તેઓ થરથરી જઇને કંપી ઉઠે; પણ આ પદાતિઓ પાછી પાની ન કરતાં આગલી ભોંય જ ચાંપે છે-આડી જ ધસે છે.

૮૩. **आवाले कीधु**—?

૮૪. **भीछ**—ભયંકર.

૮૫. **मूलगा**—મુખ્ય. **उगरता**—મૂળમાં **ऊगता** એવો અશુદ્ધ પાઠ રહી ગયો છે. **ख** માં **उगरता** એવો શુદ્ધ પાઠ છે. **उगरता**—બાકી રહેલા. લઢાઈ પછી ઉગરેલા.

૮૭. **बगतर**—બખ્તર.

૮૮. **उदाल्यां**—લઈ લીધાં.

૯૧. **हलाव्या**—ઢીલાં કર્યાં. ઘોડાની પીઠ તપી ન જાય માટે તંગ ઢીલો કરીને પલાણ હલાવ્યાં.

૯૨. **डाव**—હાથે પહેરવાનાં બખ્તર. **कोठि**—શરીરે, ધડ ઉપર પહેરવાનાં બખ્તર.

૯૪. **जे नीसाण...........आविउ**—તુરક લોકોએ તળાવના પડાવ ઉપર જે નોબત ઉપર ઘા વગાડ્યા તે સ્વર સાંભળીને મલિક નેબ ઉતાવળથી ત્યાં આવ્યો.

૯૭. **रुंडमुंड**—માથાં. **उमे**—ઉંચે. **धाह**—ત્રાહ્ય.

૯૮. **फेरी घींटी**—ચોગરદમ ફરીને ઘેરી લઇને. **संधान**-સાંધવું; ધનુપ ઉપર બાણ મુકવું તે.

૯૯. खेडा........मांडी—ભાલાનો કોટ કર્યો. ધસારો લાવનારને ભોંકાય એમ ભાલા ગોઠવ્યા.

૧૦૦. सुहड—સુભટ. आहाणि—મારે છે. सं. आ+हन-घा કરવો. મારવું.

૧૦૩. ऊथला—ઉથલા, उत्थला परिवर्तनम् । दे० ना० मा० ।

૧૦૫. सुद्धि करवा—ખબર કરવા, જાણ કરવા.

૧૦૬. वांदणूं—વંદન. तुह तणी—તારી. છઠ્ઠીનો બેવડો પ્રત્યય.

૧૦૭. साहमा—સામે મોંએ. सचेउ—સરવે.

૧૦૮. माणस—વીર પુરુષ, મર્દ.

૧૧૦. तारवी—ચૂંટી કાઢીને. વીણી કાઢીને-સારા સારા લઈને.

૧૧૫. रांधिल—રાંધનાર-રસોઇયો. सांसहु-સાંખું. कसीयातणु-કાંસાનું. प्रहार म वालिसि-પ્રહાર ન કરીશ. ન અથડાવીશ. ન ખખડાવીશ.

૧૧૯. जाति स्मरणिका—પૂર્વ જન્મના સ્મરણવાળી. પૂર્વ જન્મમાં કોણ હતી તે જાણનારી. शाकुन-શાકુન શાસ્ત્ર. જ્યોતિષની એક શાખા, અહિં સમગ્ર જ્યોતિષ શાસ્ત્રને માટે.

૧૨૧. पंख.....पतंग—જે જઈને દીવે-દીવામાં પડે તો પતંગીઉ પાંખ સહિત પોતાનું અંગ બાળે છે. जाइसि—જઈશ. ભાવ્યકાળ.

૧૨૩. आम तात—પ્રજાના પિતા.

૧૨૪. उछाह—ઉમંગ-કોડ.

૧૨૬. आंतरु—અંતર-ભેદ-તફાવત. भोग पुरंदर—ઇંદ્રના ભોગ-ઇંદ્રનો વૈભવ જેને ત્યાં છે એવો.

૧૨૭. साव—રીત-તરેહ.

૧૨૯. कान्ह........करु—હે કાન્હડદે! વિગ્રહમાં—આપણે લડાઇ છે તેમાં-શ્રમ કરો.

૧૩૦. तं देसिउ—તેને આપીશું, તેને આપીશ.

૧૩૩. निवेस—અભિનિવેસ, ચોટ, નિશાન, લક્ષ.

૧૩૫. नहि विइसि जिमण माहमं—માંહ્યરામાં જમવા સારૂ એ બેસે નહિ, બેસવા પામે નહિ. मयंक—મૃગાંક-ચંદ્ર.

૧૩૬. **मुहसाल**—મોસાળ.

૧૩૭. **एकवीस जे पृथ्विराज**—મારી પૂર્વના એકવીસ રાજાઓ. એક-વીસ પૂર્વજો, પેઢીઓ.

૧૩૮. **अहिठाण**—આધિષ્ટાન. **चाचिगदे**—કાન્હડદેવના બાપ સામંતસિંહની પહેલાં રાજ કરતો, કાન્હડદેનો એક પૂર્વજ. એ બળવાન રાજા થઇ ગયો છે.

૧૩૯. **पुराणि**—પુરાણમાં, પૂર્વની વાતોમાં, પાછલા વખતમાં **आगिइ हुई न होसि नहीं**—( આવી વાત ) અગાડી થઇ એ નથી અને થશે એ નાહિં.

૧૪૦. **सु**—પોતાનો. **भावि........बोलिइ**—આ ભવમાં પોતાનો ભવ કેમ બોળીએ, પોતાની જાત કેમ વટાળીએ.

૧૪૨. મગ કોરીને તેમાં સદાએ રહે તે જીવનું પણ કર્મ છૂટતું નથી—ભાવિ મિથ્યા થતું નથી. સરખાવો. 'મગ કોરીને પેસતાં, કદી ન મૂકે મોત.' સામળ. સર્વેને કરેલાં કર્મનાં ફળ મળશે; પાંચમ નીમાઇ હશે તો છઠ્ઠ કેમ થશે ?

૧૪૪. **साम......तिणि**—સામ, દામ વગેરે ત્રણે રીતે.

૧૪૫. **पूछु वीर**—વીરને–વીરમદેને પૂછો.

૧૪૬. **मछरीक**—મછર–માત્સર્ય.

૧૪૮. **सुंदरला तरि**—સુંદર નામના તળાવને તીરે. **ला**—છઠ્ઠી વિ. નો પ્રત્યય.

૧૪૯. **राहवी**—રહેવું પ્રેરક રૂપ–રખાઈ.

૧૫૧. **मेघवनां**—ઇદ્રધનુષ્યના રંગનાં.—**चंद्रुआ थिका**—ચંદરવામાંથી. **झूवकां** ઝૂમખાં.

૧૫૨. **त्रिकलसां**—મહેલમાં ઉચામાં ઉચી બેઠકની જગા જેના ઉપર નાના નાના ત્રણ ઘૂમ્મટ અને શિખર–કળશ હોય છે તે.

૧૫૪. **त्रिकूट**—લંકાના એક પર્વતનું નામ–લંકાનો ગઢ. **लंक त्रिकूट सरीखडु**–ત્રિકૂટ ઉપરના લંકાગઢ જેવો. **कनक-सकोमल**—કનક, સોનું, સકોમલ–રૂપાળું–સુંદર સોનાના જેવું સુંદર. **फूटडी**—ઉજળી, સારી દેખાય એવી. **वइठ**—બેઠક.

૧૫૫. धज—ધજા. चुफला–ચાર ફાળવાળા–ચોફાળવાળા. झाल–જાળી.

૧૫૬. पटूलडां—પટોળાં, સુંદર ભાત છાપેલાં રેશમી વસ્ત્ર. परियंचि–સિંહાસને. धवल–ધોળાં. धुलहर–ધવલગૃહ–सौध–છોબંધ હવેલી. चित्र सुरंग–સારા રંગે ચિતરેલાં ચિત્ર.

૧૫૭. पंचशब्द—ચાર તરેહનાં વાદ્ય, नद्ध, सुषिर, तत, અને घन અને ગાનારનો કંઠ એ પાંચના સુર. पात्र–પાતર. स्वर सात–ષડ્જ, રીષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ–સા, રી. ગ, મ, પ, ધ, નિ.

૧૫૮. दीपकमाल—દીપમાળ.

૧૬૨. विनाणि—વિજ્ઞાનવડે. ઘણી ચતુરાઇવડે. तुरकह–છઠ્ઠી વિ૦ તુરકના.

૧૬૪. आंगम्या–[ सं. आ + क्रम to over power ] દબાવાયા.

૧૬૫. पाहिरणइ—પેરણમાં–પોશાકમાં.

૧૬૬. घडी—ઘડા. लोलि रतन सूं जडी–રત્ન સાથે જડેલી લોલો. રત્ન-જડિત-લોલ. કાને પહેરવાનું ઘરેણું. લોલક.

૧૬૮. वुठउ [सं.–वृष्ट]—વરસ્યા. विलखूं–વિલક્ષ–ગભરાઇ ગયેલું.

૧૭૦. उल्कापात—તારાનો વર્ષાદ, અહિં અંગારાની વૃષ્ટિ.

૧૭૫. हम्मीर परि हुं आदरुं—હમીરરાયની પેઠે હું કરૂં. नाम अम्हारु ऊपरि करु–મારૂં નામ ચઢિયાતું કરૂં–વખણાવું.

૧૭૬. गाढि—કિલ્લા ઉપર; અહિં મેડતાને માટે વાપર્યો હોય એમ જણાય છે. મેડતા ઉપર ચઢીને જાઓ.

૧૭૭. पेरणूं—સ્વારી, હુમલો. राउल–રાજાનું.

૧૭૮. वही आव्या—ચાલી આવ્યાં. હાલ કાઠીઆવાડમાં આવા અર્થમાં વહ્યો ગયો–વહ્યા એમ વપરાય છે. गहगहि–ગરજે, ગડગડે.

૧૮૧. अईयार—યોદ્ધા.

૧૮૩. पाधाउत—પાથાનો પુત્ર–પાથાઉત.

૧૮૫. वोलि छतिइ—વહ્યો–ગયો છતાં. સતિસપ્તમી. तर्हीइ–ત્યારે. सकार—શિકાર.

૧૮૬. मोकलाणि—મોકલના નામ પરથી તળાવનું પડેલું નામ. मांडी गइउ-આદરીને ગયો.

૧૮૮. लहि—મેળવે છે. सं. लभ्.

૧૯૪. लहइ—જાણે છે. सं. लक्ष्.

૧૯૫.-૨૦૭. આ તૂકોમાં કુંવરી પોતાના પૂર્વ જન્મની હકીકત કહે છે.

૨૧૦. नाह—નાથ, માલીક, ધણી. जमली—સાથે. दाह—અગ્નિસંસ્કાર.

૨૧૪. जमाहरु,—જન્મારો, અવતાર.

૨૨૪. अछइ—सं. अस्ति, છે.

૨૨૫. आय—બળ-લશ્કર.

૨૨૬. हिवई—હવે.

૨૩૦. कुणइ—કોણે.

૨૩૧. परिअचि—પડદો. जंवारा-જન્મારા.

૨૩૪. शिखरी—પહાડી. पनुती—પનોતી. तेहचा-તેનો, चा-છઠ્ઠીનો પ્રત્યય. નરસિંહ મહેતાની કવિતામાં ઠેરઠેર જોવામાં આવે છે. મરાઠીમાં તો છે જ. पोखइ-પોષે-સંતોષે. पावासि [सं. प्रावृष्] મેઘે, આકાશે.

૨૩૫. मन्मथ—મન મથી નાંખે એવો-મદન, કામદેવ. दूहव्यु-દૂભવ્યો. निर्गुण—ગુણ વગરની, નગુણી.

૨૩૬. नीगमूं—ગાળું. रयाणि-રાત્રિ. घणेरी—મોટી લાંબી. रहणूं न जाइ—કર્મણિ વિધ્યર્થ કૃદંત-રહું ન જાય. હિં. रहा नहि जाता. અપભ્રંશ વાક્યરચના. જૂવો. सि. हे. ८ । ४ । ४४१.

૨૩૭. जलहीणी—જળથી છૂટી પડેલી सं. हा. તજી દેવું. कंत विहूणी-કંથ વગરની. खीणी—ખિન્ન.

૨૩૮. जं मागिस तं द्योस—જે માગીશ તે આપીશ.

૨૩૯. सोमनाथ छूटंतइं धर्या—સોમનાથ છોડવતાં પકડ્યા.

૨૪૨. न भाजइ रङ्ग—દેવળનો રંગમંડપ તોડે નહિ.

૨૪૩. टलतु-શિવાય. પાતશાહ બાદ કરીને ગમે તે. अट्टालीआ-છજાં. मालीयां-મેડા. कोशीसां-सं. कपिशीर्ष. કોટની બહારની

ધારે અણિદાર નાની કમાનો કાઢી હોય છે તે. **सात खवणां**- [ **सं. क्ष्मा** કે **क्षमा** ઉપરથી ] સાત માળનાં, સાત ભોંયાં. પ્રેમાનંદે ભોયુ શબ્દ વાપર્યો છે. **गवाख**–ગવાક્ષ. **उराउरी**–સરસાઈ કરતી **वलभी**–છજાં. **आवर्या छइ**–છવાયા છે. **सांभलीतुं**–સંભળાતું. જૂનો કર્મણિ વર્તમાન કૃદંત **मादल–सं० मर्द्दल**–નોબત–જેના ઉપર ચામડું મઢે છે તે વાસણ. **पीतलहर**–પીતલગૃહ–પીતળનું બનાવેલું વાસણ. **पीतलहरना...........वाजि छि**–પીતળના વાસણપર મઢેલી નોબતનો ધમકાર વાગે છે. વાગી રહ્યો છે. **तत**–તંતુવાળાં વાદિત્ર. **वितत**–વધારાનો પર્યાય શબ્દ **घन**–ઝાંઝ વગેરે જેવાં વાદ્ય. **शुषिर**–કાણાવાળાં–સુરાખવાળાં વાદ્ય. પંચશબ્દ વાજીંત્ર કહેતાં માત્ર ત્રણ જ ગણાવ્યાં છે. જૂવો. **का. प्र.** ખંડ ૩–૧૫૭ ટીકા. **वयगरणा**–વહી લખનાર, વાંચનાર–રાખનાર–વહી–ચોપડો; દફ્તર, કરણ–કારકુન. **मुकुटवर्द्धन, अङ्गलेह, टावरी, वारहीया**–? **एवं वाधि**–એવી રીતના.

૨૪૫. **मढ**—માઢ, કહેલાં. **मतवारणां–सं. मत्तवारणः**—મહેલની ઉપર ઉંચો ઓરડો. **भूमिहरि**–ભૂમિગૃહ–ભોંયરાં.

૨૪૬. **अंतेउरी**—રણવાસ.

૨૪૯. **कूंयरी जोवा आवा भणी**—કુંવરી જોવા આવી સારે, જોવા આવી તે પ્રસંગે જોવા આવી તેમાં.

૨૫૨. **जिहमाति**—હેરાન–દુઃખી.

ત્રીજો ખંડ–વિવેચન સમાપ્ત.

## ચોથો ખંડ-વિવેચન.

૧. **संतोखिउ**—સંતોખાયો, સંતોષવાળો થયો, રીઝયો, પ્રસન્ન થયો. **आरोग**-પિડા રહિત.

૨. **रली**—કોડ, ઉત્કટ અભિલાષા, પ્રબળ ઇચ્છા. **किम**-કેવી રીતે.

૩. **आयस लहिउ**—હુકમ મેળવ્યો, આજ્ઞા માથે ધરી. **सावधान थिउ**-સાવધાન થયેલો, ધ્યાન આપીને બેઠેલો.

૪. **सकल स्वरूप**—બધી હકીકત. **माय**-મા, દિકરી; વ્હાલનો બોલ.

૬. **विषम**—દુર્ગમ, જીતાય નહિ એવો. **असिउ**-એવું. **जसिउ**-જેવું. **तिस्युं**—તેવું.

૭. **तिसिउ**—તેવું.

૯. **घणूं**—મોટે ભાગે, વિસ્તારથી. વિશાળ ભાગથી. **अभ्यसइ**-અભ્યાસ કરે, ભણે.

૧૦. **वनय**—વિનય. **छन्नु गुण-लक्षण बत्रीश** (સંપૂર્ણતા વાચક શબ્દો) સર્વગુણ સંપન્ન, સર્વ સારાં લક્ષણોવાળા.

૧૧. **अवला...........गाय**-જ્યાં બ્રાહ્મણ, સ્ત્રીઓ અને ગાય મનાય છે,-રક્ષણ કરાય છે. **हीणकर्म**—નઠારાં કર્મ.

૧૨. **विवहारिया**—વેવારીઆ, વેપારી. **वुहरइ...........विवसाइ**-ખરીદ કરે છે, વેચે છે, અને ન્યાયે ચાલે છે; પરદેશની સાથે વેપાર કરે છે.

૧૩. **जलवट**—દરીઆને રસ્તે. **थलवट**-ખુસ્કીને રસ્તે. **महेसरी**—જૈન નહિ તે, મહાદેવને માનનારા-હાલ વૈશ્નવ.

૧૪. **फडीआ**—દાણાના વેપારી. **दोसी**—કાપડના વેપારી. **जवहरी**-ઝવેરી. **नामि**-પ્રખ્યાત. **नेस्ती**-ઘીના વેપારી. **छत्रीसह**-સંપૂર્ણતા વાચક શબ્દ. **क्रीयाणां**-કરીઆણાં.

૧૫. **नगरि—पीठ**. શહેરમાં માંડવી આગળ સુંદર બજાર છે. **आछी**-સુંદર. **खेरा—चोल**-ઘણીજ રાતી. **पाडसूत्र**-રેશમ. **पटुआ**-રેશમના દોરા વગેરે ગુંથનાર.

૧૬. **नाणुटीया**—નાણાવટી. **लोटीआ**-બોડાં માથાંવાળા વ્હોરા. **सांथि** બજારમાં, સાંથમાં. **सुदागर तेजी सार**-ઘોડાના સારા સોદાગર, અગર સારા ઘોડાના સોદાગર.

૧૭. **नागवेली**—નાગરવેલ, પાન. **जं**-જે.

૧૮. **चुहटा**—બજાર. **चुक**-ચોક. **चुतरा**-ચોતરા.

૧૯. **मोकली**—પહોળી. **छोह पंक्तिहाट**-છોબંધ દુકાનો. **सुइ**-દરજી.

૨૦. **गांछा**—વાંસફોડા. **तेरमा**-? **चुहटइ**........**दलइ**-ચૌટામાં એટલી તો ભીડ થાય છે કે છાતીએ છાતી ભિડાઇ જાય-દળાઈ જાય.

૨૧. **ईडां**—કળશ. **वलति**........**जात्र**-ત્રીજે ત્રીજે દિવશે જાત્રા-દેવસ્થાન અગાડી મેળા ભરાય છે. **पात्र**-પાતર-નગર નાયકા.

૨૨. **पुरइ**........**शोक**-જે લોક નગરમાં આવે છે તેમનાં ભૂખ, દુઃખ ને શોક નાશ પામે છે. **जिणालां**-જૈન મંદિરો. **पोसाल**. પોશાળ, જૈન લોકોને ધર્મની ક્રિયા વગેરે કરવા સારૂ, ભણવા સારૂ રાખેલું મકાન.

૨૪. **शोभित**...........**कांगरु**—બુરજે બુરજે શોભાયમાન કાંગરા છે. **नदी**......**फलवा वरु**—ઝાડ સારી રીતે ફળે તે માટે કરેલી કૃત્રિમ નદી-કાંસ છે.

૨૫. **करहडी**—કરઘટી-ઉતળા પાણીવાળી. પાણી હાથે લેવાય એવી. **मंडपरंग**-રંગમંડપ. વિલાસસ્થાન.

૨૬. **जालहुरो**—જાલોરનો.

૨૮. **परव**—પ્રપા. વટેમાર્ગુ ને પાણી પાવાને નિર્માણ કરેલી જગા.

૨૯. **कांथडी**—કંથા. **यति**........**कापडी**-સાધુઓના અર્થના શબ્દો, જેમ ધન દોલત. **पंखीआ**-પંખીની પેઠે ભમનાર. **अन्न अवारी**-**सं. अव+आ+कृ ?**-અન વહેંચાય છે. અપાય છે.

૩૦. **तरुवर**........**जूवटे**—ઝાડની છાયા નીચે આરસના ચોકમાં આરસની ફરસબંદી ઉપર રજપૂતો જૂગટે રમે છે. **नगर-नायका**-ગણિકા. **नवला**-નવા.

૩૧. **तास तणइ**—તેના. બેવડી છઠ્ઠી. **वसिमइ**-વિશ્રામ લે છે, રહે છે. **नगर**........**ढीकूआ**-શહેરની પાસે ઢીકુડીઓ ચાલી રહી છે.

૩૨. **जिस्तु........जडिड**—જાણે સપ્ત ધાતુનો અને રત્નજડિત કો-સીસાંવાળો ત્રિકૂટ પર્વત કોરી કાઢયો હોય નહિ એવો.

૩૫. **गरथ**—દ્રવ્ય. **टांकी.........दीवेल**—વાવો ખોદીને તેમાં ઘી તેલ ભર્યાં છે. દીવેલ તો લાખ વરસ પહોંચે એટલું ભર્યું છે.

૩૬. **जूना सालां**—જૂની-ગઇ સાલોના **ईंधणभणी**-બાળવાનામાં જોઇએ તો-ભણીના આવા અર્થ ઉપર લક્ષ ધો. **बइसणुं**-બેસણું બેઠક-રહેવાની જગા.

૩૭. **पाटनु धणी**—રાજગાદીનો માલીક.

૩૮. **चरइ............लाख**—ઘણા રૂપાળા લાખેક ઘોડા શેરડી, સાકર અને દ્રાક્ષ ખાય છે.

૩૯. **श्रीगरणा**—શ્રી મ્હોર રાખનાર અમલદાર. **वइगरणा**—વહી-ચોપડો-દફતર ચોપડો રાખનાર અમલદાર. **साणहिता**—સાધન લશ્કર ઉપરથી-લશ્કરી મહેતા-કારકુનો. **देहरासरि**—દેરાસર સાથે સંબંધ ધરાવનાર. **प्रोहित**-પુરોહિત-પરોત-ગોર.

૪૦. **अवधानी—टावरी—भंडारी**—ભંડાર રાખનારા અમલદાર-**को-ठारी**—અન્નના કોઠારના ઉપરી. **वरु**—વરો-વપરાટ.

૪૧. વર્તા-વૃત્ત, કામ, કામગરી. સરખાવો જૂની કહેવત-'વર્તું કરીને વાળીશ' તારૂં કામ, નોકરી, કરીને વાળીશ. રોજરોજ રાજાની પાસે કામ કરે છે તેને પોસાતાં-સારાં. **कणह**—સોનું. સોનાં અપાય છે.

૪૪. **करडां**—કડુંણુ. **खेडां** [ **सं. खड्गिन** ગેંડો ]-ગેંડાના ચામડાની ઢાલો.

૪૫. **कडि**—કેડે. **दावडी**—દોરી. **भला.........चाथि**—ભલાભલા-જબરા જબરા દેશ અને વેરીઓ શું બાથ ભીડે છે

૪૬. **मोजड**—મોજા-જોડા. **पागर**—પગનાં ચર્મપૂટની દોરી. **अलविइ**-હળવે હળવે? **सं.-अलघु**-? લટકામાં. **हिंडइ गेलि**—ગેલમાં, લટ-કામાં ચાલે છે.

૪૭. **साचट्ट**—જરીઆન-**ठेसि पाय**-પગે ઠેશ મારે છે. તમા રા-ખતા નથી.

૪૮. **कणयरी झूलि**—સોનાની ઝૂલ.

૪૯. **मांडा**—મોટા લાડુ. **खडक** ખડકલા, **कूर कपूर**-કપૂરની સુગં-ધવાળો ભાત.

૫૦. **भाव**—જાત. **सथरां**-જામી ગએલાં. ઢેપલાં થઇ ગએલા.

૫૧. **पान कपूर**—કપૂરવેલી-કપૂરી પાન. **चूया**-ચૂઆ. એક જાતનો સુગંધી પદાર્થ.

૫૨. **चिंति**-ચિંતવન કરે છે, રાજાને જ ભજે છે.

૫૩. **अश्विनीकुमार**—અશ્વિનીના બે જોડે અવતરેલા પુત્ર. એઓ સ્વર્ગના વૈદ્ય અને ઘણા જ રૂપાળા હતા. **छइ दरसन नइ**—છએ દર્શન જાણનારા-બ્રાહ્મણોને.

૫૪. **मुहुल दीइ भूपाल**—રાજા દર્શન દે છે. **उगटइ**-વાગે છે. **भरहभेद**-ભરત ભેદ-ભરત પ્રતિપાદિત સંગીત. **पाटबंध**-ઠાઠબંધ, તાલસુર સહિત.

૫૫. **खित्रीवट......छइलडु वीर**—માલદેવ ક્ષત્રિવટ જાણ, મહા ધૈર્યવાન અને છેલ છે. **राज अनेरइ**-રાજા અને એને, માલદેવને.

૫૬. **हणूया**—હનુમાન-

૫૭. **विरिसाल**—દુશ્મનોને સાલરૂપ-કાંટારૂપ. **मोटिम**-મોટમ, મોટાઈ.

૫૮. **रा..................सुरताणि.** પદ્મનાભ કહે છે કે પૂર્વ પૂણ્યના પ્રમાણમાં ચોવાણને ત્યાં નિર્મળ રાજરિદ્ધિ સાંભળીને પાતશાહે માથું ધુણાવ્યું.

૫૯. **लेणुजाइ**—લીધું જાય. લેવાય. જીતી શકાય.

૬૦. **सुकुन बोल**—ધન દોલતની પેઠે એક જ અર્થના બે શબ્દો.

૬૩. **वरखुरदार...फा०** બર-ફળ, અને ખુર્દન-ખાવું. ફળ-લાભ વગેરે ખાનાર ભોગવનાર-છોકરો અગર નોકર ચાકર વગેરે.

૬૮. **यम जिसिउ**—જમ જેવો-ભયંકર.

૭૧. **एक तणी.........भाख**—કેટલાકની તો ભાષાએ સમજાતી નથી.

૭૨. **करेजो आपापणी**—પોતપોતાની (ફોજ) નક્કી કરજો.

૭૪. **दीवाणी हाट**—દીવાન તરફનાં, દીવાને મંડાવેલાં **चाउल**—ચોખા. **खाइ-कुण**-કોઈ ખાઓ, કોઇ ખાઓ; એટલાં બધાં મળે છે કે ખાનાર મળતા નથી.

૭૫. **सालणां**—? **सिरि**-? **वीहाली**-વરીઆળી. **ली**-લે.

૭૬. **तिली**—તલ. **चिरि**-વરી. એક જાતનું ચોખા જેવું ધાન્ય.

૭૭. **नालीयर लाभइ लाख**—નાળીએર તો લાખ જોઇએ તો લાખ મળે છે. **साचु**–સાચુ ચોખા ? **कंट्रोल**–કંટોલાં.

૭૮. **पडी**—ગાંધીનાં કરીઆણાં–વસાણાની પડી–પડીકાં. **मंडाइ घास**–ઘાસ મંડાય છે. વેચવાને ગોઠવાય છે.

૭૯. **मोजां**–જોડા. **कुसि**— ? **वरु**–વરો. **मसारा**–મુસારા–પગાર.

૮૦. **पूरइ**–પૂરે, પૂરૂં પાડે.

૮૧. **गूदरइ**—અ૦ મહ્ન. **वनगइ**–અ૦ ખજાનો.

૮૨. **मेहर**–મ્હાર. **धीवरना**—ઢીમર, માછલાં પકડવાનો ધંધો કરનારી જાત. **ढाढी**–બહુધા રવાજ વગાડીને ગાઇને માગનારી એક જાત. **मतरव**–અ૦ તરબ–તેણે ગાયું–તે ઉપરથી–ગવૈયો.

૮૪. **त्रांबाहर**—તાંબાઘડા. **कारुनारु**–**कारु**-કારીગરની જાતો. નવ નાતો કારૂમાં ગણાય છે. સુતાર, લવાર, કુંભાર, સોની, કંદોઇ, માળી, હજામ, ગોવાળ અને તંબોળી. **नारु**–વસવાયાં. એની પણ નવ નાતો મનાય છે. કોળી, વાઘરી, કલાલ, ઢેડા, બજાણીઆ, વાદી, સરાણીઆ, ખરાદી, અને ચમાર. બોલવામાં નારૂકારૂ કહેવાય છે. **तीरगरा**–તીરઘડા. **वगनीगर**–અ૦ બગની–જવનો દારૂ, આસવ–જવનો દારૂ ગાળનાર, કલાલ. **खास खवास**–ખાસ હજૂરના નોકરો.

૮૫. **मद**—દારૂ. **खमार**–દારૂ ગાળનારા. **उराति** અ૦ ઉરતી–ઉંટ, ઉંટ. **पूंगडां**—? ડૂભ્ડૂ(?)

૮૭. **ददा**—ધાવ, આયા.

૮૮. **संसालिजे कुल मांहि करि**—કુલાચાર અનુસરાય–સંભાળાય **अह्म**–અમને.

૯૧. **थाहरि**—ઠોર, ઠાર, ઠેકાણે. **पाद्रि पाद्रि**–ગામે ગામ.

૯૮. **माठूं ठाण**—કપરૂં, અઘરૂં, વસમું, દુર્ગમ ઠેકાણું.

૧૧૦. **जां**—જો. **तां**—તો. **मन**–ના, નહિ. **उसरु**—ઓસરો, પાછો હઠો.

૧૧૩. **पालटु**—ફેરવો, બદલો. **ऊलटपालटु**–ફેરફેર કરો.

૧૧૫. **मूलगा**—મૂળે, મૂળમાં, કુલ.

૧૧૬. **तडोवडी**—બાજુ ઉપર.

૧૧૭. **गढनी पातां आघा गया**—તેઓ ગઢની તરફ-દિશામાં-આઘા-પાસે ગયા.

૧૧૯. **व्यास पांहि**—વ્યાસદ્વારા, વ્યાસની મારફત.

૧૨૧. **वूठा**—વરસ્યા.

૧૨૩. **महाजन**—વેપારીઓ, વાણીઆ, વેપારીઓનું મંડળ.

૧૨૪. **राजंगणि**—રાજદ્વારે. રાજમહેલને આંગણે, **पहिलु......करी**—પહેલાં બધા એકઠા થઇને. **रा लगुनि भेटणुं करुं**—રાજાની આગાડી ભેટ ધરી.

૧૨૫. **आलहिणूं**—આપવું તે. **करयो......मान**-આપ લહાઈ જારી રાખજો, ટેક મૂકશો નહિ.

૧૨૬. **फडीड**—અનાજનો વેપારી **अह्म तणइ**-અમારા-વિભક્તિનો એ-વડો પ્રત્યય. **पूरुं वरु ज़ु......लहु**-જો હુકમ થાય તો વરો-વપરાટ-જોઇતો સામાન, પૂરો પાડું, આપું.

૧૨૭. **उधारु**—ઉગાડું, બચાવું. **घीउ**—**घी. मागु......वावरु**-હું આજ્ઞા માગું છું તે આપો અને બેલાશક રસોઇમાં બમણું વાપરો. **म करसिउ माठि**-કસર કરશો નહિ. ઓછું વાવરશો નહિ.

૧૨૯. ભોળો શાહ કહે કે મારે ત્યાંથી તેલ દીવેલ લો. હું એંસી વરસ સુધી આપી શકીશ. બળાય તેટલું બાળો અને વળી મરજી હોય તો ચોળીને નહાઓ!

૧૩૦. **पाचइ**—**सं. पच्**-રાંધવું, પાકે, રંધાય.

૧૩૧. **पाधरी**—ઠીક, સારી. **सूकडि**-સુખડ-**अगर**-અગરચંદન.

૧૩૨. **पाखइ**—વગર. **गोल**—ગોળ. **देउल मन भाजु आपणइ**—આ-પણે હાથે દેવળ ભાગશો નહિ. આ તૂકના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની વચ્ચે क માં નીચેની અસ્ફૂટ ક્ષેપક તૂક છે.

> सूवु साह कहि परि करी छास पिहिलु आउंरी भरी
> वाहण चडतां लीजइ साथि जोउं पारखूं आपणइ हाथि·

૧૩૩. **गुलनु........जाय**—ગોળનો ગોળો બમણો આઘો જાય.

૧૩૪. **वाजइ........खाइ**—વાગે તે જીવતું પાછું ન ફરે અને જીવતું રહે તે વળી ગોળને રોટલી ખાય । **नफर**–નોકર, ગુલામ.

૧૩૫. **पूरस्यूं**—પૂરીશું, પૂરા પાડીશું.

૧૩૬. **रहिज्यो मंडि**—મંડયા રહેજો. ટકી રહેજો. **आवस्यिउ छांडि**–છોડી, તજી આવશો નહિ. **आवट्या**--વાટી નાંખ્યા, મારી નાંખ્યા.

૧૩૭. **सु**—સો.

૧૪૨. **पाडइ......देसि**—તરકના દેશમાં ત્રાહ ત્રાહ પોકારાવે છે, બૂમ પડાવે છે.

૧૪૪. **चुहमासि**—ચોમાસે. **परइ**–આઘે.

૧૪૭. **जेठि........किसइ**...જેઠ મહિનામાં પાણી ખૂટશે તો જીવી શું શી રીતે ?

૧૪૯. **उफरां**—ઉંચાં.

૧૫૨. **कलस थिका**—શિખર ઉપરથી, કિલ્લા, ડુંગર ઉપરથી. **कान्ह ऊलीचि**–કાન્હ ઉલીચાએ. **हेरी**–બાતમી મેળવીને.

૧૫૫. **हरम**—હુરમ, અમીર જેવા પદવીવાળાની સ્ત્રી.

૧૫૬. **वधामणीउ** - વધામણીઓ **तिर्थ मांहि**–જાબાલીપુરમાં. ઝાલોરમાં.

૧૬૧. **सल्हि**—આયુધસમુહ; તરવાર, ભાલા અને પણછ વગરનાં કામઠાંનો જથ્થો.

૧૬૨. **माल्देवनी पारि**—માલદેવની તરફ.

૧૬૩. બાહાદુરપુર અને અંબેરની વચ્ચે બાજી આળેખી અને ચોપટ ખેલવા ચાલ્યા. એક તરફ સોનગિરો રાજા અને બીજી તરફ દિલ્હીનો સુલતાન. બેમાંથી કોણ જીતશે? કાન્હડદેવનો ભાઈ સુલતાનની સાથે ઝૂઝે છે. તેણે ઘોડારૂપી સોગટાં બનાવ્યાં, હાથીઓ રૂપી પાસા નાંખ્યા. તરવારો વડે દાવ આપ્યા. માલદેવ રણમાં છાપો મારે છે. સોનગિરિ આગળ બન્નેએ જૂગટું રમવા માંડયું. સુલતાન જીતશે કે માલદેવ જીતશે ?

૧૬૯. **हकारां**—તેડાં. **आग्रू आवु**–પાસે આવો. **आगलु**–પહેલાંનું. પહેલાં એકઠું કર્યું હતું તે. **देसुत**–દેશોત. **थाणि**–થાણામાં, છાવણીમાં.

૧૭૪. **पाछात न रहियो**—ઉતાવળા ન થશો. મુદ્દત અધુરી ન રાખશો.

૧૭૫. अछि—છે. सदैवत-બળવાન. कोईइ-કોઇએ. किम हि न लीणु जाइ-કેમે લેવાયુ જાય નહિ, કેમે લેવાય નહિ.

૧૭૮. थाकिइ—ઓછા છતાં.

૧૭૯. जहींइ—જેવામાં, જ્યારે. रहावि-રહે છે.

૧૮૦. लपी छपंतु—લપાઇને છાનું.

૧૮૧. जायिउ—જશો. कहिसं-કહીશું, હું કહીશ. वेद्-નક્કી.

૧૮૨. भवाडी —લગાડી, જણાવી.

૧૮૪. पाडूआं कर्म—सं० पातुक-પતીત કરે એવાં કર્મ.

૧૮૫. अणाथि—ગરીબાઈ. वूटां-નાનાં ઝાડ, અથવા ઝાડનાં મૂળીઆંને લીધે સખ્ત થઈ ગયેલી કસદાર જગા, જેને વાવવા લાયક કરવા સારૂ ખોદવી અગર બાળવી પડે છે.

૧૮૬. पीयारि—પારકે. सेडि सांडसे- ?

૧૮૭. अन्यान—અજ્ઞાન.

૧૮૮. नगारी-?

૧૯૧. सरइ—હિંડે છે, ચાલે છે. कलाहि- ?

૧૯૨. चडेवा—ચઢવા. पाडेसि—પાડશે.

૧૯૭. सोइ—અનુકુલતા-ભાગ્યની અનુકુળતા. રાજસમૃદ્ધિ.

૧૯૮. चतुर्मुखि—ચાર મોંઢે. आघेवाण-આગેવાન.

૧૯૯. दडवडी—દોડીને.

૨૦૧. पक डीलनु कारणि आज—પોતાના પંડના લોભને લીધે.

૨૦૨. त्रंबालु—ત્રાંબાનું વાસણ.

૨૦૪. राउल भणि—રાજા તરફ. રાજાની પાસે.

૨૦૫. सुहुणा तणी—સ્વમાની.

૨૧૩. झांप—હલ્લો, ધસારો. द्रेठि—નજરે, દેખતાં.

૨૧૭. साहमइ पूरि—સામે પૂરે, લશ્કરની સામે.

૨૧૮. પૂર્વાર્ધ અસ્ફુટ છે.

૨૨૨. राउला—રાઉલ-રાજાના. લા છઠ્ઠી. વિ. નો પ્રત્યય.

૨૨૩. निग्रहसि—લેશે. जासिइ भसमंत-રાખ થશે, બળી જશે.

૨૨૪. **खांधि पालखी लेसइ**—ભાર ખભે લેશે. અંતકાળે આપેલું દાન લેવાનું સાહસ કોણ કરશે?

૨૨૫. **मेलातइ**—પડતાં, ભેળાતાં, નાશ પામતાં. **नश्चि**–જરૂર;

૨૨૭. **दिकोली**—દાસીઓ, છોકરીઓ.

૨૨૮. **सकटुंबा**—સહ કુટુંબ.

૨૩૦. **गणगायक**—ગાયક ગણ, ગવૈયાઓનાં ટોળાં **नगर नायिका**–ગણિકાઓ. ગાનારીઓ.

૨૩૨. **आभरण**—લુગડાં. **पुरुसु**–પુરૂષપૂર, માથોડું.

૨૩૬. **अर्घ**—હાથમાં અગર અરઘીઆમા ચંદન, ફુલ અને અક્ષત સહિત પાણી લઇને સમર્પવું તે.

૨૩૭. **पइसइ**—પેસે છે. **सरले सादि**–ગળગળે સાદે.

૨૩૮. **उफरांटउ**—આડું, વાંકુ, અવળું.

૨૩૯. **वहाण**—વહાણું સવાર.

૨૪૦. **पंनरासिं चुरासी गढि जंमहर**—ઝાલોર ગઢમાં પંદરસેં અને ચોર્યાશી ઝમોર મંડાયા.

૨૩૧. **मुगति**—મુક્તિ. **भुगत्ति**–ભક્તિ. **सारंगपाणि**–સારંગ નામનું ધનુષ્ય ધરનાર વિષ્ણુ, કૃષ્ણ ભગવાન.

૨૪૨. **साचुरि लगइ**—સાચોર નગર સુધી. **दिग्गज**–પુરાણોની માન્યતા પ્રમાણે દરેક દિશાએ રહેતો અક્કેક હાથી. એ આઠ દિશાના આઠ છે; ઐરાવત, પુણ્ડરીક, વામન, કમુદ, અઝજન, પુષ્પદન્ત, સાર્વભૌમ અને સુપ્રતીક. **धुम**–ધુમાડો. **विराल**–વરાળ. **सुरलोकि**–દેવલોકમાં.

૨૪૩. **परावत**—ઐરાવત; સમુદ્ર મંથન વખતે નીકળેલાં ચૌદ રત્નોમાંનો એક, ઇંદ્રનું વાહન; એને સાત સુંઢો છે. **इन्द्र**–દેવલોકનો રાજા.

૨૪૪. **नैऋत**—નૈઋતી, મૃત્યુની અધિષ્ટાતા દેવી. નૈરૂત કોણની દિગ્પાલિકા. **वरुण**–જળનો અધિપતિ, દેવતા. **नरवाहन**–વિદ્યાધરોનો રાજા, બૃહત્કથાનો નાયક, પાંડવોના વંશમાં જન્મેલો. **योगिणि**–જોગણી. અંબાએ પોતાના આનંદને માટે ઉત્પન્ન કરેલી ઉપદેવીઓ. એ ચોસઠ છે. ન. કો.

૨૪૬. महिपिसुर—સુર-યમ. મહિપિ-પાડે, પાડા ઉપર. યમનું વાહન પાડો છે. पाछा रहि आवसि खोडि-પાછા, પાછળ, પછવાડી રહે ખોડ-ખાંપણ આવશે.

૨૪૭. अपछरा—અપ્સરા, આકાશમાં ગતિ વાળી સુર નાયકાઓ.

૨૪૯. गोपीचंदनि—ગોપીચંદને; દ્વારકામાં ગોમતી નદીના પટમાં થતી પીળી માટી વડે.

૨૫૩. मनरङ्गि—મનના ઉત્સાહ વડે. वि हथि-બે હાથે.

૨૫૭. वा पुकारइ—એક પુ પડી ગયું હોય એમ જણાય છે. બાપુ બાપુ એમ પોકારે છે. ઉશ્કેરવાને.

૨૬૦. नासत—નાસેડે.

૨૬૩. कर्मसीया-? फूट रसीया-?

૨૬૬. भारथ करिउ—ભારત જેવું યુદ્ધ કર્યું.

૨૭૧. पडिहार—રજપૂતોની એક જાત.

૨૭૩ साहसी—મરણીઆ.

૨૭૭. मइ सांभली आगिली भाप-મેં કહેવાતું સાંભળ્યું છે. પૂર્વની થતી વાતો, ઇતિહાસ સાંભળ્યો છે.

૨૭૯. ग्रासीया-ગરાસીઆ, ગરાસ ખાનારા.

૨૮૦. धारा तीरथ-રણસંગ્રામમાં તરવારે કપાઈ મરવા રૂપ તીર્થ.

૨૮૧. विवाद—એક પ્રતમાં निनाद પાઠ છે તે સારો છે. निनाद-મોટો કંઠ, શબ્દ. अंतरिवाद-અંતરિક્ષવાદ.

૨૮૩. रूयांलु-?आमिष—માંસ.

૨૮૪. आंगरखे—ગઢમાં-છેવટનું રક્ષણનું-ભરાઈ પેસવાનું સ્થાન.

૨૮૭. प्रतिपन्नूं-અંગિકાર કરેલું. અંગિકૃત.

૨૮૯. अरिअण—અરિગણ, દુષ્મનો. प्रतिपालणहार-પ્રતિપાલન કરનાર.

૨૯૦. अभिराम—સુંદર. पामिउ आपणु ठाम-સ્વધામ પામ્યા.

૨૯૨. रामायण करइ—રામાયણના જેવું યુદ્ધ મચાવે છે, કરે છે. ऊठ-दिहाडा—સાડાત્રણ દિવસ.

૩૦૨. झड—ઝપટ.

૩૦૬. **गोहरि**—ઘોર.

૩૦૮. **दूहवण**—દૂભણ. **जीणणी**—જનની, મા.

૩૧૦. **घहिकि**—મ્હેકે છે, ફોરે છે. **केवडु**-કેવડો.

૩૧૩. અકલંકિત પુનેમનો ચંદ્ર ઉગ્યો હોય એવું.

૩૧૫. **मानि**—માને. બી. વિ. **अणूरु**-ઓછું.

૩૧૭. **सुकलीणा**--કુળવાન.

૨૨૦. **काहि कारण**--શા કારણે. શું કરવા.

૩૨૩. **गहवडयुं**--ઢીલું થઈ ગયું, ગળગળું થઈ ગયું.

૩૨૪. **खलभलइ**--કંપે છે, ક્ષોભ પામે છે.

૩૨૫. **मोकलावा**--મોકળી થવા, છૂટી થવા, રજા લેવા.

૩૨૮. **खट दर्शन**--ખટદર્શન જાણનારના જેવો પવિત્ર. **दातार** દાનેશ્વરી.

૩૩૨. **बाज**--પત્રાળાં.

૩૩૩. **परनारी सहोदर**--પરસ્ત્રીને બ્હેન સમજનાર.

૩૩૬. **सीखामण सरी**--આજ્ઞા માનીને. **उल्लसइ**-રોમાંચિત થાય, ઉ-
લ્લાસ, આનંદ પામે.

૩૩૭. **नवनीत**--માંખણ. **पंचतालीस सु पूठि वरीस**-એકસો પિસ્તા-
લીસ વરસ પછી. કવિ પોતે રચેલા પ્રબંધનો સાલમાં લહીઆઓના
દોષથી ગરબડ ન થાય એવા હેતુથી કહે છે કે એકસો અને પિ
સ્તાલીસ વર્ષ પછી. ઝાલોર પડયા પછી એકસો પિસ્તાલીસમા
વરસમાં એટલે સં. ૧૫૧૨ માં આ પ્રબંધ રચ્યો છે.

૩૪૩. **विद्या उद्धरि**--વિદ્યાનો ઉદ્ધાર કરવા વડે.

૩૪૮. પ્રાકૃતબંધમાં કવિતા કરવાની ઇચ્છા કરીને કલિયુગમાં અભય કથાનો
વિસ્તાર કર્યો.

ચોથો ખંડ વિવેચન સમાપ્ત.

# શુદ્ધિપત્ર.

—××—

| પાનું. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | | **પ્રસ્તાવના.** | |
| ૨ | ૧૪ | ની | નિ |
| ૧૦ | ૮ | કરકટીઓની. | કાઢી નાંખો. |
| | ૧૭ | તો | ,, |
| ૧૫ | ૬ | મુલતાની | સુલતાની. |
| ૧૫ | ૧૬ | તે | કાઢી નાંખો. |
| ૧૯ | છેલ્લી | આગ્ન | અગ્નિ |
| ૨૦ | ૧૭ | પૂર્વ | કાઢી નાંખો. |
| ૨૧ | ૨૦ | દેવળ ન ભાગતાં | ,, |
| ૨૨ | ૪ | શાવળને | સુભટ |
| ૨૪ | ૬ | કંકાસના | કાઢી નાંખો. |
| | | **कान्हडदे प्रबंध.** | |
| ૨૬ | ૧૮ | खांडव | पांडव |
| ૨૯ | ૯ | खोर | खार |
| | ૧૦ | परदार | वरदार |
| ૩૧ | ૮ | जिपयासिउ | जि पयसउं |
| ૩૨ | ૧ | वाहार | विहार |
| ૩૩ | ૭ | वूढी | वूढि |
| ૩૫ | ૭ | उचि | कूचि |
| ૩૭ | ૬ | कटकटीया | करकटीया |
| ૫૭ | ૧૬ | रही | रली |
| ૫૮ | ૮ | कही | कहि |
| | ૧૪ | कि | किम |
| ૬૩ | ૮ | असंभ | असंभव |
| ૬૪ | છેલ્લી | हुई | हुइ |
| ૬૮ | ૭ | टलतु | वलतु |

| | | | |
|---|---|---|---|
| ૭૮ | ૫ | प्रत्या | प्रत्य |
| | છેલ્લી | अवारी | अवारीइ |
| ૭૫ | ૧૮ | वीर | वारि |
| ૭૬ | ૨ | राउति लेही | लहीइ सही |
| ૭૭ | ૨ | जइ | जई |
| ૭૯ | ૧૮ | संसालिजे | संभालीजे |
| ૮૦ | ૫ | कंथगहडीना | कांथ गहडीना |
| ૮૨ | ૮ | गढनी पाता | गढ नीपाता |
| | ૧૧ | मरा सवेड | मरासि वेड |
| ૮૩ | ૧૧ | भुंजाइइ | भुंजाईइ |
| ૮૪ | ૧૧ | वरि संपति | जय संपति |
| | ૧૨ | अन्न | अङ्ग |
| ૯૦ | ૧૦ | अइम | इम |
| ૯૬ | ૨૨ | नइ जीत | नइंजीत |
| ૧૦૧ | ૪ | ॥ ३१९ ॥ | ॥ ३०९ ॥ |
| ૧૦૪ | ૯ | जल | फल |
| | ૧૨ | लही | लहि |

## સ્ફુટ વિવેચન.

| | | | |
|---|---|---|---|
| ૧૩૧ | ૩ | ૨૪૮ | ૨૪૯ |
| ૧૩૨ | ૬ | રહેલું | રહેવું |
| | ૨૬ | पहिरणी | पहिरणि |
| ૧૩૩ | ૯ની નોટમાં | प्रीतिवाચક............ .........માઉસી. | सं. मातुल–મામો. |
| ૧૩૭ | ૯ | રાજાઓ | રજપૂતો |
| ૧૩૮ | ૫ | गूज्जर | આ શબ્દ પહેલાં નીચે પ્રમાણે ઉમેરોઃ—સવાલખ—સપાદલક્ષ—મૂળ કુમાઉનનો પ્રદેશ, પાછળથી શંભર આસપાસનો પ્રદેશ. જૂવો રાસમાળા. |

| | | | |
|---|---|---|---|
| ૧૩૯ | ૨૩ | उचि ? | कूचि–કોચીન. कलहथ–કાલિકટ. |
| ૧૪૧ | ૧૮ | वगनी ? બદલે ઉમેરો. | वगनी–જવનો દારૂ. |
| | ૨૫ | कटकटीयाथी લશ્કરમાં | करकटिया (સં. करकृत्ति) હાથકાતી ધારણ કરનાર. |
| ૧૪૨ | ૨૬ | નાના | કાઢી નાંખો. |
| ૧૪૩ | ૧ | એક ચોખી | એકચોખી |
| ૧૫૧ | ૧૬ | એક છલંગે | કચ્છી |
| ૧૬૦ | ૪૬ ની ટીકામાં | अलविइ | अलविइ आगिला–કોઇની છેડ કરવામાં પહેલા. |
| ૧૬૨ | ૮૮ ની ટીકામાં. | संसालिजे कुल मांही–करि | संभालीजे कुल मांहि करी |
| ૧૬૩ | ૧૧૭ ની ટીકામાં | गढ વગેરેને બદલે. | गढ नीपातां आवा गया તેઓ નવા કાઠગઢ કરતા આધા પાસે ગયા. |
| ૧૬૪ | ૪ | आवस्यिउ | मन आवस्यिउ |
| ૧૬૬ | ૨૩૨ ની ટીકામાં. | પુરૂપપૂર, માથોડું. | સુવર્ણપુરૂપ. |
| ૧૬૭ | ૧૬૦ ની ટીકામાં. | નાસેડે | નાસતા. |

## હાભાઈ પીતાંબરદાસ દેરાસરીનાં રચેલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | બુલબુલ ( ત્રીજી આવૃત્તિ ) | ૦-૪-૦ |
| ૨ | હરિધર્મશતક. | સિલકમાં છે નહિ. |
| ૩ | અમારાં આંસુ | ,, |
| ૪ | મધુભૂત. | ,, |
| ૫ | કાન્હડદેપ્રબંધ. ( અનુવાદ ) | હવે પછી. |
| ૬ | વિદ્યાર્થીનો મિત્ર. | સિલકમાં છે નહિ. |
| ૭ | વનસ્પતિશાસ્ત્ર. | ૦-૮-૦ |
| ૮ | સરળ રસાયનશાસ્ત્ર. | સિલકમાં છે નહિ. |
| ૯ | સરળ અર્થશાસ્ત્ર. | ૦-૪-૦ |
| ૧૦ | પદાર્થવિજ્ઞાન. | ૦-૪-૦ |
| ૧૧ | રણજીતસિંહ. ( બીજી આવૃત્તિ ) | ૦-૧૨-૦ |
| ૧૨ | સાહીના સાહિત્યનું દિગ્દર્શન. | ૦-૧૨-૦ |
| ૧૩ | કાન્હડદેપ્રબંધ-પદ્મનાભકૃત. | ૧-૪-૦ |

૧, ૯, ૧૩ અમદાવાદમાં કર્ત્તા પાસેથી અથવા ઓરીએંટલ બુકડી-પોમાંથી, ૭ સરકારી પુસ્તકો વેચનારને ત્યાંથી અને ૯, ૧૦, ૧૧, ૧૨ અને ૧૩ ગુ. વ. સોસાઇટીમાંથી મળશે.

## કેશવલાલ હર્ષદરાય ધ્રુવનાં રચેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| मुद्राराक्षस. | ( સંસ્કૃત ) | ૩—૮—૦ |
| મુદ્રારાક્ષસનાટક. | ( ત્રીજી આવૃત્તિ ) | ૧—૦-૦ |
| વિક્રમોર્વશીય નાટક કિંવા પરાક્રમની પ્રસાદી. | ( ત્રીજી આવૃત્તિ ) | ૦-૧૨-૦ |
| અમરુશતક. | ( ત્રીજી આવૃત્તિ ) | ૧—૦-૦ |
| ગીતગોવિંદ. | ( ત્રીજી આવૃત્તિ ) | |
| છાયાઘટકર્પર. | | ૦—૧-૦ |
| બાણ કૃત કાદંબરી. | હવે પછી | |

મુંબાઈમાં કાલબાદેવી રોડ ઉપર બુકસેલર્સ એન. એમ. અને કંપનીની દુકાનેથી અને અમદાવાદમાં કર્ત્તા પાસેથી અથવા રીચીરોડ ઉપર ઓરીએંટલ બુક ડીપોમાંથી મળશે.

